સત્યમેવ જયતે.

હીન્દના હીરા.

શ્રી

# અમદાવાદ જીલ્લા સંકટ નીવારણ ફંડ પરઉપકારી-ઓનું વર્ણન.

ચંમેતરની ચતુરાઇ, તાસીની નપાઇ.

ત્યાગીનું તોફાન-સર્વના ઉઘાડયા છે કાંન,

પવન પાણીનું તોફાન-હૃદયમાં આવ્યું છે જ્ઞાન.



આવૃતિ ૧ લી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૪. સને ૧૯૨૮.

પ્રકાશક અને કર્ત્તા.

દત્ત નીમી મોરારજી કરશનજી જોશી.

મુ. રામગઢ પરા. તાબે સાણંદ.

॥ ॐ ॥

# સમર્પણ અમુલ્ય ભેટ.

વડીલ તુલ્ય,

રા. રા. શ્રીમંત શેઠ સાહેબો તથા સાહુકારો માહાજન સમસ્ત વિગેરે.

આપનો મ્હારા તરફનો આવર્ણ્ય પ્રેમ સમયો સમયની યોગ્ય સલાહ અને સાહાનુભુતી કરેલા ઉપકારીઓનું ઉત્તેજન તથા લીધેલ અનન્ય સતત્ પરિશ્રમ માયા મમતા તેમજ નિઃસ્વાર્થ ॥ આટઆટલા આભારોથી દબાએલો અને તમો પ્રતિ અનેરી રીતેજ આકર્ષાયલો એવો હું આ એક અલ્પ કૃતિ મ્હારી નાનકડી પવીત્ર યાદી તમારા ચરણોમાં ધરી આજે કાંઇ આકાંક્ષે કૃત કૃત્ય થાઉંછું અને સદા સર્વદા તમારા સ્નેહ સાહાનુભુતી અને સુસલાહનીજ આશા રાખું છું અમુલ્ય ભેટ સમર્પનાર નમ્ર વીનંતી.

જોસી, મોરારજી કરસનજી.

# પ્રસ્તાવના.

સંવત ૧૯૮૩ ના અસાડ માસમાં પવન પાણીના ત્રાસથી પ્રજા આદી ગૃહસ્થ વીગેરે માહા સંકટમાં આવી ગયેલા-તેઓના સંકટમાં સહાયતા કરનારા ગુજરાત અમદાવાદ જીલ્લા તાલુકાઓમાં ગામો ગામડામાં 'પ્રજાના દુખો જોઇને રક્ષણ કરતા ચોમાસામાં અન્ન વસ્ત્ર ખેડુતોને બળદ તથા બીજ આપીને રક્ષણ કર્યું તથા ઘરો ચણાવવાને માટે લોન તરીકે તથા ધરમાદા રોકડ તથા ઘરોના કાટમાળ પતરાં આપનારા અમદાવાદ સંકટ નીવારણ ફંડ સમીતી શેઠ સાહુકારો વીગેરે માઝન મળી પ્રજાનું રક્ષણ કર્યું પાન્ડવનાં અપાર દુખો જોઇ સમયો સમય કૃષ્ણ પરમાત્મા સહાયતા કરતા હતા તેમ આ કઠીણ કળજુગમાં કુદ્રતી પરમાત્માના કોપથી અતીવૃષ્ટી પવન પાણીના જોરમાં કસ્ટ પામેલી પ્રજાનું રક્ષણ કરના સરકાર તથા શ્રીમંત શેઠ સાહુકારો મહાઝન સમસ્ત મળી પ્રજાનું રક્ષણ કર્યું. જેવી રીતે કૃષ્ણ પ્રભુએ ગોકુળ વંદ્રાવનની પ્રજા ઈંદ્ર રાજાના કોપથી મેઘરાજાએ અતીવૃષ્ટી કરી પ્રજાને મહા સંકટ પડયું હતું. ગોવાળીયાઓનું તથા ગાયોનું રક્ષણ કૃષ્ણ પ્રભુએ કર્યું હતું. તેવીજ રીતે આપ શેઠ સાહુકારોએ પ્રજાનું રક્ષણ કર્યું છે ને પ્રજાની આંશીસો લીધી છે.

**સાખી.**

ધર્મ ધોરીંધર ધીરવીર, કીધાં છે શુભ કામો;<br>
જન્મ ભોમીને દીપાવી રાખ્યાં અમર નામો.

**લેખક-દત્ત નીમી, મોરારજી કરશનજી જોસી.**

તા સાણંદ-ચેખલાનું પરૂં—રામગઢ.

( રાગ કવ્વાલી. )

શ્રીટીશ રાજ્ય રહો અમર, અમારા શીર છત્ર છો:
દીલ્હી ગાદી જગતપર, સ્વઇચ્છા રાજ્ય કરતા છો. ટેક.

સંકટ નીવારણ ફંડ દરશી, ગવરનર થયા છે ખુશી;
મુંબઇ ઇલાકાને, તપાસ્યા જીલ્લા તાલુકાને. ૧

પ્રજાનાં સંકટો જોઇને, તગાવી આપી છે પ્રજાને;
સર્વને ધીરજો દીધી, પ્રજાની સાયતા કીધી. ૨

સંકટમાં સહાય કરનારા, પ્રજાના પ્રાંણથી પ્યારા;
હતા કોઈ નીરાધારે, તેઓને દીધા છે આધારે. ૩

સર્વદા સહાય કરજો, ભુલચુક માફ તો કરજો;
પ્રજાની આસીસો ફળજો, ન્યાય નીતીથી વરતજો. ૪

સંવત ૧૯૮૩ ની સાલમાં અતી વૃષ્ટીને ત્રાસથી ભયંકર કાળા પાણીની રેલમાં પ્રજાને બહુ સંકટ આવી પડેલું તેમાં નામદાર સરકાર તપાસ લેતાં ગવરનર દીલ્લીથી પધારેલા અને ગુજરાત અમદાવાદ જીલ્લામાં પધારી. જે શેઠ સાહુકારોએ પ્રજાને સંકટમાં સાયતા આપીને સંકટ નીવારણ ફંડને દેખી પોતે ઘણા ખુશી થયા ને શેઠ સાહુકારો સર્વને સાબાસી આપી અને પ્રજાને તગાવી આપી પ્રજાના સહાયકારક થયા છે.

---

# અનુક્રમણીકા.

---

સત્યમેવ જયતે



# શ્રી અમદાવાદ જીલ્લા સંકટ નીવારણ ફંડ પરઉપકારીઓનું વર્ણન.

પરમાત્માની ગતી ન્યારી છે તેમની ગતીને કોઇ પોહોંચી શક્યા નથી કાળની ગહન ગતી છે પોતે સ્વતંત્ર છે. પુર્વે જેવાં કીયામણ કર્યાં હશે તે આ પંચભુત દેહને ભોગવ્યા વીના છુટકો નથી સંવત ૧૯૮૩ ને અશાડ કૃસ્નપક્ષમાં બહુ વૃષ્ટી પવન પાણીને જોરથી પ્રજાને ઉપદ્રવને સંકટ આવ્યું તે વાંચો.

### ગાયન ૧ લું

( રાગ જંગલ કવાલી. )

કાળ ચક્રથી બચાવો કરૂણા કરો કીરતાર હવે રે.
પવન પાણી ચક્ર આવ્યું કોણ બચાવે હવે રે ટેક.
દૈવની ગતી ન્યારી છે દૈવજ રૂઠે સો કરે.
ઇશ બચાવે તો બચે છે આધાર નથી હવે રે. ૧

અતી વૃષ્ટીને ત્રાસથી છોડયાં મા બાપ બાળને.
જળનાં ઉપન્યા જળને મળીયા દોસ નહી કોઇનો હવે ૨
મનની આશા મનમાં રહી આશા પુરણ નો થહી.
કરમ સંજોગે મળયાને વીજોગીયાં થયાં હવે રે. ૩
છેલ્લા હવે છે રામ રામ છળકપટ ને છોડજો.
મોરારી મન સત્ય ચરણે સત્યથી ચાલો હવે રે. ૪

મનુષ્ય માત્ર આદી પશુ પંખી કે દરેક જીવને ઉત્પન્ન થાવાનું સ્થાન તો જળ છે–પુરવનાં સારા યા નરતા કર્મ ભોગવવા આ ભોગી સાથે જન્મ થાય છે જ્યારે નીમીત ખુટે છે તે વખતે આશા તૃષ્ણા ઘરબાર કુળનાં કુટુંબ પુત્ર પરીવારને છોડી કાળને સ્વાધીન થાવું પડે છે–પુનરીયું જન્મ પુનરીયુ મરણં–જઠરેતી ક્ષયનંમ–સારાં યા નરતાં કરમ ભોગવવાં વારંમવાર જન્મ લેવો પડે છે–જેથી સત્ય કર્મ પર ઉપકાર અને ધર્મ વડે મનુષ્ય–મોક્ષની ગતીને પામે છે.

તાસીની સાલમાં બહુ વરસાદ થવાથી રહેવાના મકાન ઘરબાર કે વસ્ત્ર વીનાનાં થઇ ગયાં ઘરોમાં પાણી ભરાવાથી સામાન વીગેરે અન્નબીજ ડટાઇ ગયાં ખાવાનાં પણ સાધન કે રેહેવાનું કાંઇ પણ રહ્યું નહી ઇશ્વરી કુદરતને બલીહારી છે.

## ગાયન ૨ જું

( રાગ ગઝલ કવાલી )

( બાકી રાખ્યું નહીં રે. )

તાસીની સાલે તોફાન કીધું ગરીબ ધન.
અતીસે વરસાદ પડીયો ઉપાય ચાલ્યો નહી રે. ટેક.

ઘરોમાં પાણી ભરાણું સામાંના ઘર તણાંણાં.
અન બીજ ડટાઇ ગયું ખાવાનુ કાંઈ નહી રે. ૧
જળ જળાકાર થયું કયાં જાઈ રેવું હવે.
ઝાડે ચડીયાં હેઠાં પડીયા બચવાની આશા નહી રે ૨
અરે રે કોઈ બચાવો જીવ હુવે જાય છે.
આરે દુનીયાંમાંથી ચાલ્યા રેવાના હવે નહી રે ૩
અહંકાર મમતાને છોડો દેહ અભીમાનને.
મોરારી મંત સત્ય ચરણે સત્યને છોડો નહીરે. ૪

સમુદ્ર માફક જ્યારે જળ આવી પોહોચ્યું તે વખતે પોતાના જીવ બચાવવા ઝાડો ઉપર ચડયાં પણ પવન કે જીણે હદ ઉપરાંત વાયાથી સમુળા વૃક્ષો ઉખેડી નાખ્યાં-પોકાર કરે છે કે અરેરે અમોને કોઇ બચાવો આ અમારા જીવો આ દુનીયામાં આવેલા તે સર્વને છોડીને વેહેતા જળમાં અમારા દેહ તણાતા ચાલ્યા જાય છે હવે છેલ્લા રાંમ રાંમ છે ભાઇઓ-આ દેહના અભીમાન છોડી મનુષ્ય જન્મનો લાહાવો સત્યથી લઇને જન્મભોમી દીપાવો પવન પાણીને જોરથી-મોટા મોટા તવંગર ધનવાન કે ગરીબોને હીમત કે માન પુકાવી દીધા ગામડાઓમાં કે શેહેરમાં રાંધેલાં અનાજો તેમના તેમજ રહ્યાં. ઘરોમાં છતાં અનાજ ભુખ્યાં રહેવું પડયું છે એક તરફથી ભુખ બીજું આવેલું દુખ સહન નહી થવાથી પશુ પખી મનુષ્ય મુઝાઇને વહેતા જળમાં તણાઇ જાવું પડયું-કોઇ કોઇનું સગું પણ રહ્યું નહી.

## ગાયન ૩ જું

( રાગ. ગઝલ કવાલી. )

પવન પાંણી એ કોપ કીધો કોણ ગરીબ ધનવાન છે રે (૨)

કોઈકનાં રાખ્યાં રહ્યાં અંન ન ભુખ્યાં ન મળયાં ભોજન.
કોઇ કોઈનું સગુ ન રહ્યું જીવ લહીને જાય છે રે. ૧
પહેલે માળે પાણી ચડયું મીલકત ઘરની ડટાયછે.
પશુ પંખી મનુષ્ય મુંઝાણાં જળમાં તણાતાં જાય છે. ૨
ચુનાથી ગચી કરેલી પડી સાત માળની હવેલી.
પથર ઈંટોનાં મકાન પડીયા માટી ગળતી જાય છે રે. ૩
આધાર કોઇનો નહી આધાર વિશ્વ નાથનો
મોરારી મન સત્ય ચરણે દુનીયાં દુખી થાય છે રે. ૪

જેમ કોઇ દાવાગ્ની આવેલો હોય ને પોતાના જીવ બચાવવા ઝાડે ચડે કે નાસી જાવા માંહડે. પણ નાસીને ક્યાં જાવું આતો અચાનક કાળું પાણી આવવાથી-કોઇ રીતે આધાર રહ્યો નહી આપ ઇચ્છા સમોનારતી-દૈઇવ ઇચ્છા પ્રવૃત્ત તે પોતાની ઇચ્છા સર્વ નાશ થઇ ગઇ-દૈવની ઇચ્છા પ્રમાણે થાય છે કેમકે જન્મની ને મરણની દોરી પરમાત્માના હાથમાં છે. જેથી સત્યથી ચાલવું ઉત્તમ છે. કાળા પાણીની ઘણી રેલ આવવાથી મોટી મોહોટી નદીઓનાં નીરો છલકાઇ ગયાંને-મોહોટાં તળાવો પણ તોડી નાખ્યાં. જળનું અપાર જોર છે કેમકે મોહોટા પાહાડોને તોડી નાંખે છે ત્યારે નદી નાળાં કે સડકનો હીસાબ ક્યાં.

## ગાયન ૪ થું

( રાગ ગઝલ કવાલી )

કાળા પાણીની રેલ આવી નદી નીરો છલકાય છે રે
પવન પાણીએ નાખ્યા હલાવી ઘણો દુખદાય છે રે ટેક

સડક નાળાં તોડી નાંખ્યાં તાર થાંભલા ટીંગાય છે.
સલ્લેપાટો ઉંધા દેખી ગાડી પાછી જાય છે રે. ૧
તાર ટપાલો બંધ રહી ટેલીફોન ધુંચાય છે રે.
ઘંટડી બજાવી સાહેબ થાકયા તાર તડાકા ખાય છે. ૨
ટાઇમસર ગાડી આવી નહી સીંગલ સેવા થાય છે.
પેટી લઇને પોટર ચાલ્યો સાહેબ જલ્દી જાય છે. ૩
ધીરજ રૂહે નવ રહે જ્યાં દૈઇવિનો કોપ થાય છે.
સુકા પાછળ લીલું ચાલ્યું મુખે મોરારી ગાય છે. ૪

કુદ્રતી જ્યાં દૈઇવનો કોપ–ત્યાં પ્રજાનો અલોપ ધીરજ કેવી રીતે રહે. માસ્તર સાહેબોને પણ પોતાના જીવ બચાવવાની ફીકરો આવી પોહોંચી હતી તે ટાઇમ એ ટાઇમો ગાડી થઇ ગઇ હતી. હજારો માઇલના સમાચાર આપનાર–તાર ટેલીફોનો ઘણા દીવસથી તરસા તે પણ કાળા પાણીની રેલનાં પાણી લાંબા થઇને પીવાં–તો પછી પશુ પંખી કે મનુષ્યની તો વાતજ શી કરવી

સંવત ૧૯૮૩ ની સાલમાં–અશાડ વદી કૃસ્ન પક્ષમાં અની-વૃષ્ટીને પવન પાણીને ત્રાસથી પ્રજા નીરાધાર–અન્ન વસ્ત્ર વીના દુખી થાવા માંડી તેમાં કરેલો ઉપકાર હીન્દ ગુજરાત અમદાવાદ કે હીરા ધર્મ કે વીરા.

## ગાયન ૫ મું

( રાગ ગઝલ કવાલી )

ધન્ય હીન્દ માત જાયા કામ કીધાં પ્રજા તણાં રે.
દયારે હીનતા ઘણી રાખી સત્યથી ચાલ્યા ઘણા રે.

અન વસ્ત્ર આપ્યાં ઘણાં રાખી નહી તેમાં મણાં.
ગાંમો ગામડાં તપાસી લીધાં પડેલાં ઘર જોયાં ઘણા. ૧
અમર નામ શેઠીયા તણાં દુખ ટાળયાં ગરીબો તણાં.
હીન્દ કે હીરાના ધર્મ કા ધીરા દાંન દીધાં ઘણાં ૨
ધન્ય છે ધરા ધન્ય ભોમી કુળ દીપક થયા ઘણા
જનુની માતા જણ જે સુરા હાડ હોમ્યા પોતા તણા ૩
સંકટ નીવારણ ફંડમાં અન સસ્તા આપ્યાં ઘણા.
સત્ય કે સુરા નાંહી અધુરા ગુણ ગવાયા ધર્મ તણા ૪
પ્રમુખ શેઠ સાહેબો વીગેરે ડંકા બજાવ્યા ધર્મ તણા
ધન્ય માતા ધન્ય પીતા જસ ફેલાવ્યા ઘણાં ૫
પવન પાણીને ત્રાસથી દુખીયાં મનુષ્ય ઘણાં
સંકટ સર્વના દુર કીધાં ગુણ ગાવા ધર્મ તણાં ૬

અમદાવાદ જીલ્લાનાં ગામો ગામડાંની તપાસ લેનારા સર્વ પ્રજાને આધાર આપતા સંકટને દુર કરી ધીરજ આપનારા આપ શેઠ સાહેબોને ધન્યવાદ છે—જેવી રીતે માતા બાળકનું રક્ષણ કરે છે—તેવી રીતે પ્રમુખ સાહેબો વીગેરે મળી—પ્રજાનું રક્ષણ કરે—સર્વદા જય હોવો જય હોઉં ધર્મનું રક્ષણ કરવાથી—પર ઉપકાર સત્ય વૃત્તીથી વૃતનાગાઓ આપ સેઠ સાહેબો સર્વદા સુખી રહો.

**गणीयंति भोमी पासवोगणीयंन्ती वृष्टीबिन्दुवन ।**
**नगर्णागंन्ती विधातार्थयी धर्म सौ रक्षणे फलंमः ॥**

કદાપી કોઇ પુરૂષ સમૃથ થા કે—ભોમીનાં રજકણો ગણે કે વૃષ્ટીના બીન્દુ ગણે—પણ ધર્મનું રક્ષણ કે પર ઉપકારોની ગણના

વીધાતા કહે છે કે મારાથી ગણના થઇ શકે નહી તેવું પર ઉપકારી ધર્મનું ફળ છે.

धर्म रक्षके महा पून्यम् । धर्मस्वेतु मोक्षदायकं ॥
सत्तोधर्म ततोजयंम् । धर्म मेव लक्ष्मीलक्षणम् ॥
धन्य जन्म साहायकरणंम् ।कुळ उधार्णम् ॥
हीतोदेसंजमनादासं बंधुलि रक्षक सहायकंम् ॥

ગુરૂ ગણપતી લાગુ પાય સરસ્વતી થાજો સહાય.
જીભ્યાએ વસો માય ગાવા ગુણ કરો સાહાય. ૧
કઠીણ કળજુગની માંય સાધન કાંઇ નવ થાય.
આયુષ્ય ટુંકામાં અવતાર ભજ્યા નહી કીરતાર ૨
જીવ તૃષ્ણાની માંય આશા પુરણ નવ થાય
થાએ કાળને ચરણ પછી પાંમે મરણ ૩
ઘણા જન્મ માંહી પડયો ચોરાશી માંહી.
વહેવાર ચલાવ્યો અપાર તેનો કેહેતાં ના વેપાર ૪
નાંણાં વીનાં મુંઝાય એ કે સુજે નહી ઉપાય.
માથે વધી ગયા ભાર નવ ભજ્યા કીરતાર ૫
બાંધી બેઠા વાહાડા આવ્યા દુ:ખના દહાડા
સંવત ૧૯ સહી તાસી સાલની માંહી ૬
આવી તાસીની સાલ મનુષ્ય બન્યા બેહાલ
મનુષ્ય શું કરનારૂં મળ્યું ન કોઇ ધીરનારૂં ૭

નાણુાંની ભીડ તો ઘણી પ્રજાના કોણ છે ધણી
કોઈ બેઠું નહી સુખે ઉધારે કોઇ ન જોએ ૮
સંજોગે મળ્યાં તીડ નાંણુાંની થઇ છે ભીડ.
કેવી રીતે રહેશે લાજ સીના ભરવાં હવે વ્યાજ ૯
દીવસ આવ્યા માઠા નથી ઘરાંણાં ગાંઠાં
પ્રભુ કરૂંણા કરો અમૃત વૃષ્ટી કરો ૧૦
દીવસ આવ્યા ખરાનેટ કેવી રીતે ભરવા પેટ
પ્રભુએ કરૂંણા કરી મધુરી વૃષ્ટી કરી ૧૧
આવ્યો અસાડ માસ પ્રજાના શાન્તિ પામ્યા સ્વાસ
વાવેતર સારાં કીધાં આદર ભાવ તો દીધાં ૧૨
સહુનાં મન હરખાયાં વીવેસે વધી છે માયા
ખાસી વરસ ભીનીયું અન ઓછું પાકીયું ૧૩
વરસો વરસના ગીયા કસ રૂના રૂપીયા છે દસ
તાણી તોલનો રીયો મુસળ ધાર વરસીયો ૧૪
આડી આવી કરણી ડોલાવી દીધી ધરણી.
વૃષ્ટી થઈ છે અપાર થીયું જળ જળાકાર ૧૫
વરસાદ ઇંચ પચાસ તેણે ન રાખી કચાશ
ચુનાથી ગચીયું કરેલી પડી ચાર માળની હવેલી ૧૬
આખા બ્રહ્માંડની માય ખાલી ઠાંમ ન દેખાય.
મેઘે મુકી નહી મણાંય ગાંમો ગામડાં તણાય ૧૭
ઘરોમાં ભરાયાં પાણી મીલકત ઘરની ડટાણી
પશુને મનુષ્ય મુંઝાણાં વેહેતા જળમાં તણાંણાં ૧૮

અરેરે કોઇ વારે ધાઓ તણાતા અમને બચાઓ.
આ તો આવી પહોંચ્યો કાળ છોડયાં માબાપને બાળ ૧૯
નેવાં નીર મોભે ચડીયા ઝાડેથી પંખી પડીયાં.
વાયુ ઓગણુ પચાસ તેણે ન રાખી ક્યાસ ૨૦
મનુષ્ય ઝાડે ચડીયાં સમુળાં વૃક્ષ ઉખેડયાં
એક ગામની માંચ બચ્યા પુરૂષ ચાર ત્યાં ૨૧
છોડયાં બાળને નારી રૂદેમાં હીંમત ધરી.
જળે લીધાં ઘેરી ઝાલી શંકરની દેરી ૨૨
માથે ભોરીંગનો વાસ પાછળ જળ દેવનો ત્રાસ.
છોડે તો જળમાં પડે નહીં તો સાપ કરડે ૨૩
ગામની નહી ઇંધાંણી જળ દેવે નાખ્યું તાણી.
અરસપરસ થઈ છે પ્રીતી દૈઈવની ન્યારી છે ગતી. ૨૪
આનો જુલ્લમ કેવાય મુખે વરણવ્યા ન જાય.
કોણ કરે હવે સાહાય કોઈનો ચાલે નહી ઉપાય. ૨૫
વરસાદ પડે છે અપાર તે તો કેહેતાં ના વેપાર
મનુષ્ય કરે પોકાર નથી એકે આધાર ૨૬
કોઇની નવ રહી ધીર છલ્લકાયા નદીયોનાં નીર
અચાનક નીર તો ફુટયાં તળાવે તળાવ તુટયાં ૨૭
આવ્યું કાળું પાણી ગામડાં નાખ્યા તાણી
અરેરે કોઇ બચાવો અમારી વારે ધાળો ૨૮
હવે છેલ્લા રામરામ જાએ જળ દેવને ધાંમ
મનની આશા મનમાં રહી આશા પુરણુ ના થઇ ૨૯

ઘણા વાવ્યા કપાસ તેનો થઇ ગયો નાશ
અંન બીજ બોવાણું વાવેતર સર્વ તણાંણું ૩૦
સર્વના વેપાર રીયા બંધ વરસાદે કીધું ધંધ
જળ દેવે વાળ્યો ડાટ તુટયા ગાડી સહ્લે પાટ ૩૧
ટપાલું બંધ તો રહી ગાડી જકશન માંહી
પાણીના થાય ભડાકા તાર ખાય તડાકા ૩૨
તાસી એ તો કાઢયું તેલ બુડયો પંઝાપનો મેલ
કાળા પાણીની રેલ કરી દીધું રેલમ છેલ ૩૩
કોઈ કોઈનું નહી સગું જીવ લહીને ભાગયું
અચાનક આવ્યો કાળ રોતાં મેલ્લાં નાંના બાળ ૩૪
હૈયએ ઉઠી છે ઝાળ પાણી પહોંચુ પેલે માળ.
કોણ ગરીબ ધનવાન સર્વનાં મુકાવ્યાં છે માંન ૩૫
ઘણાં રાંધ્યાં રહ્યાં અન્ન ભુખ્યાંને ન મળ્યાં ભોજન
તણાંણી મનુષ્ય જાત પશુ પંખીની શી વાત ૩૬
કાંઇકના બાંધા રીયાં ભાત કહીએ શું ભવીષ્યની વાત
ઇગ્રેજ સરકારનું રાજ રાખી સર્વની લાજ ૩૭
જાગ્યા હીન્દના હીરા: ધાયા ધર્મકા ધીરા.
અંન વસ્ત્ર તો દીધા ગરીબોનાં કાંમ તો કીધાં ૩૮
તેમનાં અંમર રહેશે નામ, થાશે મનના પુરણ કામ;
સંકટ નીવારણ ફંડ કીધાં, જન્મના લાહાવ લીધા. ૩૯
સર્વનાં સુધરશે કાજ, સસ્તાં આપ્યાં અનાજ;
વસ્ત્ર અન્ન આપીયાં, ગરીબોનાં દુખ કાપીયાં. ૪૦

પ્રમુખ મંગળદાસ નામ, પીતાશ્રી ગીરધરભાઇ નામ;
તેમનાં પુરણ થાજો કામ, અમદાવાદમાં મુકામ. ૪૧
શેઠ અંબાલાલ સારાભાઈ, કામ કીધાં હરખાઇ;
ધારેલાં કામ તો સરસે, પ્રભુ સાહાય કરસે. ૪૨
શેઠ જમનાદાસભાઇ નામ, પીતાશ્રી ચુનીલાલ નામ;
થાશે મનનાં પુરણ કામ, પ્રભુ સુધારો શુભ કામ. ૪૩
અમદાવાદ સમસ્ત મહાજન, સર્વને છે ધન્ય ધન્ય;
વિગેરે શેઠ સાહુકારે, ઘણો કીધો ઉપકાર. ૪૪
સર્વનાં અમર રહેશે નામ, થાશે મનનાં પુરણ કામ;
સર્વદા સુખી રહેજો, ભુલ ચુક માફ કરજો. ૪૫
સંવત ઓગણી સત્તાવી, સાલની માંહી;
શ્રાવણ વદી ૯ રવીવાર, રખતા કરી છે તૈયાર ૪૬
સદા રહેજો આનંદ, રહેવું તાલુકા આણંદ;
જોશી મોરારી કૃષ્નારામ, રામગઢમાં મુકામ. ૪૭
સતગુરૂનું ૐ શરણું, નહી જન્મ મરણ;
સત્ય ઇશ્વરનું છે નામ, સદા આપો મોક્ષ ધામ. ૪૮

અમદાવાદ જીલ્લા સંકટનીવારણ ફંડ કે પ્રમુખ સાહેબ શેઠ રા. રા. મંગળદાસ ગીરધરભાઇ પ્રજા કે હીત ઇચ્છક પ્રજાનાં દુખોને દુર કરનારા.

## ગાયન ૬ ઠું.

( રાગ કવાલી ગઝલ ભૈરવી. )

હમારા દેશના હીરા, પ્રજાના પ્રાણ પ્યારા છે;
હીન્દ માન દુલ્લાર, સત્ય મારગે સુરા છે—ટેક.
ત્યાસીમાં પવન પાણી ભારે, પ્રજાનાં દુખ કોણનીવારે;
પ્રજાને નથી આધારે, પ્રજા કે કોણ પ્યારા છે. ૧
શેઠ મંગળદાસભાઇ, ધન્ય છે આપ કમાઇ;
પોતે થયા છે સ્હાય, આત્મ દ્રષ્ટી ઠારા છે. ૨
અમદાવાદના વાશી, સદા પ્રેમના પ્યાશી;
સહાય કરશે અવીનાશી, દયાસે દાન દેનારા છે. ૩
ધન્ય છે માતા ને પીતા, સંસાર મારગને જીત્યા;
મોક્ષના મારગને સોધ્યા, ધન્યવાદ હમારા છે. ૪

પ્રજાને અન્ન વસ્ત્ર આપનારા ગરીબોને સંકટમાંથી બચાવી લેનારા ખેડુતને બળદ બીજ આપીયાં માહાન ઉપકારો કર્યો. પોતાની જન્મભોમીને દીપાવનારા આપ શેઠ સાહેબોનો સર્વદા જય થાઓ. અમદાવાદ જીલ્લા સંકટનીવારણ ફંડના નેતા કે નહતા મેસર્સ શેઠ રા. રા. જમનાદાસભાઇ ચુનીલાલ મુંબઇથી જમનાદાસભાઇ ગાડીમાં બેઠાને અમદાવાદ આવતા હતા તેમાં ગાડીમાં કોઇ એક માણસ વધારે પડતું બોલવા લાગ્યો ને કહેવા લાગ્યો કે શેઠ જરા આઘા બેસો તે વખતે સુરત સ્ટેશન ઉતરી ગયા—વરસાદ પણ બહુ હતો પવન પાણીને ત્રાસથી પ્રજા અન્ન વસ્ત્ર વીનાં ગરીબો પણ ઘણાં દુખી હતા તે પ્રજાને ઉપકાર કર્યો ને સાહાયતા આપી.

## ગાયન ૭ મું.

ર... વ્વાલી.

સદા છો દેશ હીતકારી, ધન્યવાદ હમારા છે;
આશીશ દે છે નરનારી, પ્રજાને પાલણુવારા છે.–ટેક.
તેત્રા જુગ રામ અવતારી, પ્રજા કે છે હીતકારી;
દુવાપર કૃશ્ન અવતારી, પાંન્ડવ પાલણુવારા છે. ૧
કળજુની વાત છે ન્યારી, કુદ્રતી ન્યાય કરનારી;
જમનાદાસ ઉપકારી, ખુડતાં તારણુ વારા છે. ૨
સુરતમાં સહાયતા કીધી, પ્રજાની આશીશ લીધી;
સર્વને ધીરજ દીધી, આપ્યા અન્ન વસ્ત્ર અપારા. ૩
ત્યાસી સંકટ છે ભારે, વૃષ્ટી થાય અપારે;
મહાવીરસ્વામી આધારે, સંકટ નીવારણુ વારા છે. ૪
ધન્ય આપની કમાઈ, ચોવીસ તીર્થંકર સ્હાય;
કીરતી આપની ગવાઈ, મોરારી સત્ય આધાર છે. ૫

સુરત સ્ટેશન ઉતર્યા પછી પાંચસો સાતસો માણસને અન્ન વસ્ત્ર આપ્યાં છે ધન્ય છે કમાઇ જન્મનો લાહાવો લેનારા આપ શેઠ સાહેબને ધન્ય છે સર્વદા જય થાઓ.

અમદાવાદ જીલ્લા સંકટનીવારણુ ફંડ રા. રા. શેઠ અંબાલાલ સારાભાઇ સંવત ૧૯૮૩ ને અશાડ વદી કૃશ્ન પક્ષમાં જગની વૃષ્ટીને પવનમાં પાણીનું તોફાન બહુ થવાથી પ્રજાને સંકટ આવ્યું પ્રજાનાં રક્ષણુ કરનારા જન્મભોમીને દીપાવનારા હીન્દ કે હીરા.

# ભજન ૮ મું.

## જેસળ તોરલના ભજનનો રાગ.

પવન પાણીનું તોફાંન ત્યાગીમાં, પવન પાણીનું તોફાનરે:
સંકટ અતીશે આવ્યું અરે ભાઇયોરે, કોને જઇને કહેવું.—ટેક.
બુડયા ઘરના સામાન ત્યાગીમાં, ભુલ્યા સર્વ ભાંનરે:
કાણુ પાણી ઘણું આવ્યું, અરે ભઇયો ક્યાંરે જઇને રેવું. ૧
છોડયાં નાંનાં બાળ ત્યાગીમાં, આવી પહોચ્યો કાળરે:
કરેલું કર્મ ભોગવ્યું. અરે ભાઇયોરે નોતું જોયું આવું. ૨
શાંન્ત થયું તોફાન પ્રજા ભાઇયો, શાંન્ત થયું તોફાનરે:
ધીરજ સર્વને અપાવી, પ્રજા ભાઇયોરે ભવીસગાં થવું. ૩
અંબાલાલ સારાભાઈ નામ સહાયકારી, અંબાલાલ
સારાભાઈ નામરે:
સંકટ સર્વ હઠાવ્યું, પ્રજા ભઇયોરે ધીરજને ધરવું. ૪
દુખી નહી લગારરે, પ્રજાભાઇયો હવે નજ કરશો પોકારરે;
ચરણે આવ્યાને બચાવસું, પ્રજાભાઇયો ધીરજથી રેવું ૫
જ્યાં સુધી હૃદયમાં સ્વાસ, પ્રજાભાઇયો ત્યાં સુધી
તમારી તપાસરે;
સંકટ સમય હાજર થઈશું, પ્રજાભાઇયોરે શાંત થઇને રેવું. ૬

સત્ય નીતી ન્યાય કરનારા—પર ઉપકારો કરનારા ગામો ગામડાં તપાસી સર્વનાં સંકટો દુર કર્યા. સર્વ કે હીતકારી આપ શેઠ સાહેબને પ્રજાની આસીશ છે ને ધન્યવાદ છે.

અમદાવાદ છપ્પા સંકટનીવારણ ફંડ આપ પ્રમુખ સાહેબ માહાજન સમસ્ત શેઠ શાહુકારોને ધન્ય છે પર ઉપકારો કરનારા-ધર્મનું રક્ષણ કરનાર શેઠ સાહેબોને પ્રજાની આશીષને ધન્યવાદ છે.

## ગાયન ૯ મું.

રાગ આશાવરી.

ધન્ય શહેર અમદાવાદને ઇંદ્રપુરી રામ દીપાવ્યા ભુવનને;
શુભ સુકીતથી ધન્ય મેળવ્યાં, લાવો લેવા આતમ તનને. ૧
સંકટ નીવારણ ફંડ સ્થાપીયા, મીસ્તર કેશવલાલ પ્રેમચંદ;
શ્રીયુત વલ્લવભાઈ નામ છે, કુળ દીપક પુનમચંદ. ૨
મીસ્ટર માવલંકરભાઈ ધન્ય છે, મેળવી આત્મ દ્રષ્ટીને;
પ્રજા હીતઇચ્છક છે પોતે, ઘણી લીધી કસ્ટીને. ૩
શેઠ કસ્તુરભાઈ લાલભાઈ, મસ્કતી મારકીટ સૌ માજને;
શેઠ અમૃતલાલ હરગોવીંદભાઈ દીપાવ્યા છે નીજ જન્મને. ૪
સમસ્ત શેઠીયા સહુ મહાજન, વીગેરે શેઠ શાહુકારોને;
પ્રજા તણી આશીશ સર્વને, આપ્યાં અન્ન વસ્ત્ર બીજાને. ૫
અમદાવાદ, તાલુકે સર્વમાં સહાય કીધી ગામો ગામને;
પ્રજા તણી રક્ષા કીધી, દાંન દીધાં સર્વ પ્રજાને. ૬

હીન્દ ગુજરાતના હીરા શાબાશ છે જળ વીનાનાં માંછલાંઓ પાણી વીનાં દુખી થતા ને મોટી ઝળ મોગળાવીને રક્ષા કરતા-નાનાં જીવોથી તે મોટા કુંજર હાથી સુધીનું રક્ષણ કરનારા આપ શેઠ સાહેબોને ધન્યવાદ છે.

સંવત ૧૯૮૩ ની સાલમાં અશાડ વદી કૃષ્ન પક્ષમાં ઘણી આંધી પવન પાણીને જોરથી રાજ્ય વડોદરામાં ઘણો ત્રાસ થાવાથી પ્રજાને કે આખા શહેરમાં મહાસંકટ આવ્યું હતું કાળા પાણીની રેલથી પહેલે માળે પાણી ચડી ગયું-નવા બજાર નાગરવાડાને ડાંડીયા બજાર આખા શહેરમાં નુકશાન ઘણું થયું કુદ્રતી ઇશ્વરી કોપ ત્યાં મનુષ્યનો આશરો શો છે.

## ગાયન ૧૦ મું.

રાગ કવ્વાલી ગજલ.

શહેર વડોદરા સાગર જેવું, વહાણો ચાલ્યાં જાય છેઃ
નવા બજાર નાગરવાડા, જળ જળાકાર છે રે-ટેક
માંડવીથી ન્યાય મંદીરે, પાણી બમરીયો ખાય છેઃ
ડાંડીયા બજાર ઝપાટે લીધું, જોખમ ઘણું થાય છેરે. ૧
મોટાં મોટાં મકાનો પડીયાં, મીલ્કત ઘરોની ડટાય છેઃ
કોથળીયું લઇને ભૈયો પોકારે, કોઇ બચાવો જીવ જાય છે. ૨
મોટર ગાડી બંધ રહી, કાળા પાણીનો કેર છેઃ
બાળ બચ્ચાં મા બાપ છોડી, પોકાર કરતાં જાય છે, ૩
સ્ટેશન માંહી કર્યો આશરો, માસ્તર મદદગાર છેઃ
આધાર આપ્યો અંન તણો, ગુદામમાં ઘણો માલ છે. ૪
આવાં સંકટો દુર કરે, તેને ધન્ય ધન્યવાદ છે;
ધન્ય છે માસ્તર સાહેબને, મુખે મોરારી ગાય છે. ૫

પવન પાણીનું જોર કાળા પાણીની રેલથી મોટર ગાડીયો બંધ થઇ ગઇ બજારમાં જળ જળાકાર થઇ ગયું તે વખતે એક ભઇયો

પોકાર પાડતો કહે છે કે મને કોઈ બચાવો તો રૂપીયા બે હજારની કોથળીઓ બક્ષીશ આપું અરે ભાઇ રૂપીયાની કયાં વાત કરવી બાળ બચ્ચા માબાપ કે ઘરની મીલ્કત ચાલી જાય છે ત્યાં રૂપીયાનો શો હીસાબ છે આવા સંકટો દૂર કરનારને ધન્ય છે ધન્ય માસ્તર સાહેબને કે આશરો આપ્યો.

વડોદરા શહેરના સ્ટેશન માસ્તરે જે મદદ કરી છે ને ઉપકાર કર્યો ગુદાંમમાં માલ કાંઇ તેમનો નહોતો તોપણ પોતાની હીંમતથી ગરીબાને અન્ન આપ્યું વળી પોતે પણ ખરચો ભોગવ્યો તો શાબાશને ધન્યવાદ છે.

## ગાયન ૧૧ મું.

રાગ કવ્વાલી.

વડોદરા માથે વાદળું વળ્યું, પવન પાણીના જોરથીરે;
કાળુ પાણી ઉછળતુ આવ્યું, બચવાના હવે નથીરે ટેક.
વીશ્વામીત્રીએ વેર વાળ્યું, આજવા તળાવે ઉજાળ્યું;
સુરશાગરમાં બુડી મરીયાં, જવાનો રસ્તો નથીરે. ૧
પેહેલે માળે પાણી ચડયું, જળ પેસી ગયું;
કોઈ બચાવો કોઇ બચાવો, ધીરજ રહેતી નથીરે. ૨
સીધી સડકે ચાલ્યું પાણી, મડદાં તણાતાં જાય છે;
મહારાજાના હાથી છુટયાં, જળમાં ચલાતું નથીરે. ૩
એકે એક હાથી ઉપર લીધાં, કાંઈક તણાતાં જાય છે;
દૈવ્ય રૂઠે ત્યાં ઉપાય નહી, શું કહેવું મુખે કથીરે. ૪

વીસ્વામીત્રી નદીએ જે કોપ કર્યો ને શહેરને હાંની પોચાડી તેનું કારણ—મેઘરાજા જ્યારે વૃષ્ટી કરે ને નદીનું પુર જ્યારે આવે ત્યારે-તે જળને વધાવવું જોઇએ વીસ્વામીત્રી કહે છે કે મારામાં વેહેતા જળ કે સ્થીર જળમાં જે જીવ રહે છે તેનો નાશ થાય છે તેથી મારે કોપ કરવાનું કારણ છે આજવા તળાવને સુરસાગર મારૂં રૂપ છે ને મારાંજ છે તેમાં પણ જુલમ થાય છે તેથી વડોદરા શહેરની પ્રજાના કાંન ઉઘાડ્યા છે. કેટલો બધો જુલમ કે હાથી જેવા જનાવર પણ પાણીમાં ગભરાય છે તો પછી મનુષ્યની વાત કયાં રહી.

વડોદરા શહેરમાં મહાન સુખ આપે એવું સ્થળ કે જે કમેટી બાગ શાન્તીને સુખ આપનારૂં સ્થળ છે પણ તે બાગની સ્થીની વળી જે વાઘ વાંદરાંને માંકડાં ગાયું મૃગલાંને મોરલાં જે સુખ ભોગવતાં હતાં તે પણ મહાન વૃષ્ટીથી પવન પાણીના જોરથી મહારાજાને આશ્રીતે પશુ પંખી બહુ દુઃખી થયાં છે.

## ગાયન ૧૨ મું.

### રાગ કવ્વાલી.

કમેટી બાગને લીધો સમેટી, દેખીને દુઃખ થાય છે રે. (૨)
ભુંડણ વાઘેણ જે રીંછડાં, માંકડાં મોજ્યો માંણતાં;
વાઘ વરૂ ને વાંદરા સર્વે, જળમાં તણાતાં જાય છે. ૧
પવન પાણીના જોરથી, સાપ સસલાં દુઃખી થાય છે;
ઝાડે ચડીયાં તે હેઠાં પડીયાં, જુલમ જબરો થાય છે. ૨

ગાયો મૃગલાં ને મોરલાં, કબુતર પાંજરા માંય છે;
પોપટ પંખી પોકાર કરતાં, વેહેતા જળમાં જાય છે. ૩
પંખી ને મેળા સમાન, ભવીસે ભેળાં થાય છે,
નીમીત ખુટે સર્વને જવું, મુખે મોરારી ગાય છે ૪

આ દુનીયામાં સર્વત્ર એક પંખીને મેળા સમાન ભવીષ્યે સર્વ મેળા થયા છે ને પાછા નીમીત ખૂટે જુદા પડવાના છીએ એ અવશ્ય જાણવું માટે અહંકાર અભીમાન છોડીને ન્યાયથી વર્તવું એ સારૂં છે પુર્વના કર્મ અવસ્ય ભોગવવાં પડે છે કરતા આ દેહ છે ને ભોક્તા બીજા જન્મે અવસ્ય આગળ આવવાનું માટે પર ઉપકારને માહાસંકટોમાં સાહાયતા આપવી તે ઉત્તમ છે સત્યમેવ જયતી.

## ગાયન ૧૩ મું.

( રાગ કવાલી ગઝલ ભૈરવી. )

હમારા હીન્દ કે રાજા, પ્રજાની સાચવી માહાજા;
આપ છો ધર્મશીર તાજા, સુધારી આપની :પ્રજા. ટેક.
આર્ય કે હીતકારી, પ્રજા છે પ્રાંણથી પ્યારી;
આશીશો દેશે નર નારી, સર્વદા શ્રેષ્ટ છે રાજા. ૧
સર્વની સાહાય કરનારા, સત્યવ્રત ન્યાય આધારા:
હીન્દ કે આપ છીતારા, હમારા છત્ર શીર તાજા. ૨
અભય બ્રહ્મકા પ્યાસી, પ્રણવમે ઓંમકા વાસી:
સર્વદા મોક્ષ નીવાશી, દેસો દેસ સાચવી માહાજા. ૩

સ્વતંત્ર રાજ્ય કરનારા, પરતંત્રથી છો ન્યારા;
સત્ય નીતી ન્યાય કરનારા, સયાજીરાવ મહારાજા. ૪

## ગાયન ૧૪ મું.

( રાગ કવાલી. )

ઘણું જીવો મહારાજા સયાજી, દુ:ખ સર્વનાં કાપીયાંરે;
પ્રજાનો પોકાર સુણી, અન્ન વસ્ત્ર ઘણાં આપીયાં. ટેક.
ગામો ગામડાં તપાસી લીધાં, સંકટ સર્વ નીવારીયાં. ૧
દૈવ ઈચ્છાથી દુ:ખો પડયાં, તે સર્વ નીવારીયાં;
દયા દીનતા આપની દેખી, દુ:ખ સર્વ વાંમીયાં. ૨
અમર નામ આપનું રહો, નીતી ડંકા બજાવીયા;
સત્ય મારગના સુરાપુરા, દેસમાં ડંકા વાગીયા. ૩
દેસો દેસમાં જસ હોજો, વિદેશે જસ પામીયા;
સત્યવંન્ત મહારાજા સયાજી, ગુણ ધર્મ ગવાઈ રહ્યા. ૪

ધ્રાંગધરા શહેરમાં બહુ વરસાદને પવન પાણીના બહુ ત્રાસથી પ્રજાને સંકટ ઘણું આવવાથી પ્રજા બહુ દુ:ખી થવા લાગી ને કાળા પાણીની રેલ આવીને ફલકુ નદીનો ત્રાસ વધારે પોહોચ્યો ગરનાળામાં ગંજીયો ઠસાંણીને ધુઘવાટ કરતું જળ ચોતરફ ફેલાઈ ગયું ને ત્રાસ વધારે થયો ને નુકસાન પણ બહુ થયું વખારોમાં પાણી ભરાતાં ને અનાજો ગંધાઈ ઉઠયાં.

## ગાયન ૧૫ મું.

( રાગ કવાલી ગઝલ )

ધ્રાંગધરામાં ધીર ન રહી, અતી વૃષ્ટીનો ત્રાસ છેરે;
કાળા પાણીએ કોપ કીધો, ફલકુ તટ નીવાસ છેરે. ટેક.
ફલ્લકુ નદી ઘુઘવાટથી આવી, તે તો ઘણો ત્રાસ છે;
જળ ઉછળતું ભમરી ખાતું, જળ ઉંડું એક વાંસ છેરે. ૧
ગરનાળામાં ગંજીયો ઠસાંણી, પાણી પાછું જાય છે;
સાક બજારે થઈને ચાલ્યું, કાપડ બજારે જાય છે. ૨
શક્તીરોડ છાતી સામું પાણી, કુંભારવાડે કાળો કેર છે;
મોટર માંહી માણસો લઈ, હજુર બંગલે જાય છે. ૩
વખારોમાં પાણી ભરાંણાં, વખારો તુટી જાય છે;
ત્રણે આને મણ વાંસી ચોખા, બજારમાં વેચાય છે. ૪

શહેરમાં વરસાદને પાણી જુલમ કરતું મકાનોમાં પણ પેસી ગયું અનાજો પણ લેવાની હીમત રહી નહી પોતાના જીવ બચાવવાની ફીકરો થઇ પડી હતી તો પછી અનાજ ત્રણ આને તો શું પણ મફત આપતા હતા પણ તે અનાજને સંઘરવાની જગ્યા નહોતી. સમુદ્ર માફક જળ જળાકાર થઇ ગયું હતું. નામદાર હજુર સાહેબની મોટરોમાં માણસોને લઇને પોતાના બંગલામાં આશ્રય આપ્યો હતો.

ધ્રાંગધ્રામાં જળનો બહુ ત્રાસ થવાથી નામદાર હજુર સાહેબ પોતાની જાતે જળ વધાવા ગયા હતા ને પ્રજાને દુઃખ બહુ થયું જેથી પોતાની મોટરમાં ત્રણ માણસોને લઇને પોતાના બંગલામાં આશ્રય આપ્યો હતો.

## ગાયન ૧૬ મું.

( રાગ કવાલી ગઝલ. )

ધ્રાંગધરામાં ધીંગા ધણી, ઘનશ્યામ મહારાજ છે;
મોટર માંહી માણસો લઇ પોતાને બંગલે જાય છે. ટેક.
જળ વધાવ્યું જાતેથી, પવનમાં પાણીનો ત્રાસ
દૈવ રૂઠે ત્યાં ઉપાય નહી, બનતી મદદ થાય છે. ૧
અન્ન બીજ ડટાઇ ગયાં, ઘરોના સામાન તણાય છે;
જળ ઉછળતું ભમરી ખાતું, મોચીવાડે જાય છે. ૨
મોચીવાડે મડદાં પોહોચ્યાં, મોચી પોકારતા જાય છે;
કોઇ બચાવો આ મફત જોડાં, વહેતા જળમાં જાય છે. ૩
પવનમાં પાણીને જોરથી, પથરનાં મકાન પડી જાય છે;
પડતા પથ્થરને ત્રાસથી દુઃખી, ઘરમાં ડટાઇ જાય છે. ૪
કાંઇક જળમાં ને સ્થળમાં, હાહાકાર વરતાય છે;
કોઈ બચાવો પોકાર કરતાં, જળમાં તણાતાં જાય છે. ૫
આવાં સંકટો જે દુર કરે, ઘણો તેને ધન્યવાદ છે;
ધન્ય છે અન્ન વસ્ત્ર દેનારને, મુખે મોરારી ગાય છે. ૬

પ્રજાનું રક્ષણ કરતા આપ નામદાર હજુર સાહેબને ધન્ય છે [illegible]ર ઉપકાર કરતા આપની સર્વદા જય હોઉ.

## શ્રી ગણેશાય નમઃ

સંવત ૧૯૪૭ ની સાલમાં આસો વદનો ફેર તાવનું રાજ કાળનું ખાજ-ચંમોતેરની ચતુરાઇ.

---

## ગાયન ૧૭ મું.

( તાવની ભવાઇ )

વીષય સુખમાં માલે, બની ગયા બેહાલે;
મરી જાવું કાલે, પછી જમ દુત ઝાલે. ૧
મનુષ્ય મુંઘો અવતાર, ભજી લ્યોને કીરતાર;
નહી આવે વારંમવાર, કેમ થાય છે ગમાર. ૨
ભજો પ્રેમે હરી, કર જોડી કરી;
શાન્તી રૂદે ધારી, મમતા મેલોને પરી. ૩
નારાયણ નામ તો લીયો, અવર છોડી દીયો;
પ્રેમે ગાય મોગરી, સાહાય કરો ગીરનારી. ૪

---

## ગાયન ૧૮ મું.

રાગ કવ્વાલી ગજલ.

આવી ચંમોતેરની સાલ, મનુષ્ય બન્યા બેહાલ;
કાળજ્વર કરે, ઘણુ મોહોત મરે. ૧
તાવે લીધાં ઘેરી, ગામો ઉજડ કરી;
બહુ ચાલ્યો પ્લેગ, કોઈની નવ રહી ટેક. ૨

કાંઈક મુવાં વનમાં, ઘણાં રહ્યાં ઘરમાં;
કાળનું પ્રધાન બેઠું, સુખી કોઈ ન દીઠું. ૩
કોઈની નવ રહી હામ, બાકી નહી એકે ગામ;
તાવે મુકી નહી ગણાય, મડાં ગાડે તણાય. ૪
એકે ચેહેમાં બળે, બીજું વેરણ ઢળે;
વઈદ ઘોડે ગાંમ માંય, દવા લાગુ નવ થાય. ૫
ઘણાં આપ્યાં ચુરણ, તોય પામ્યાં મરણ;
વૈઈદ સોચે મનમાં, દવા લાગુ નહી અંગમાં. ૬
તાવે લીધો કેડો, ખાલી કરીયો મેડો;
ચાલ્યો દુનીયામાં પોકાર, કોણ કરે હવે વાર. ૭
કોઈનો ચાલે નહી ઉપાય, કોણ કરે હવે સાય;
કાંઈક વૈઇદ મુવા, કાંઇક સહીદ મુવા. ૮
બ્રહ્મક્ષત્રી મુવા, વૈશ્ય ક્ષુદ્ર મુવા;
પોતાનાં કર્મ જોવા, ભેળા કીયા ભુવા. ૯
મોટો ગીયા પાટે પાટ, નવ ભળ્યો માદરપાટ;
પુર્વનાં સંચીત નડયાં, ઘરો ઘર તાળાં જડયાં. ૧૦
દુનીયાં કરે નાસા નાસ, મુવાંને નવ નાખી વાસ;
બાળ જોબંન મુવાં, ઘરડાં રહ્યાં જોવા. ૧૧
કાળે કોપ કરેલો, જમાનો આવ્યો સુધરેલો;
ઘરોઘર ડાહ્યા ઝાઝા, કોઇની રહી નહી માઝા. ૧૨
ઘરોઘરના પટેલ, વધી ગઇ છે હોટલ;
બીડી ચાય તો પીવાય, પછી ઓછું ખવાય. ૧૩

પેરવા જોઇએ સારો કોટ, પગમાં સારા હોલબુટ;
પાઘડીએ લજ્યા લોપી, વધી ગઇ છે ટોપી. ૧૪
નવ ગમે કોઇને છાસ, દુધની કરે છે તપાસ;
ખરૂં દુધ ભાઇનું, બીજું દુધ ગાયનું. ૧૫
ગાયો ઘર્ણું ઢળે, પુળો ઘાસ ન મળે;
ગાયો પગ ઢસરડે, ખાવા ઘાસ ન જડે. ૧૬
બેઉ રૂપીએ ખડ મણ, મુવાં ગાયોની ઘણેઘણ;
મુવા રાણી જાયા, ચાલ્યા મુકી માયા. ૧૭
ચાલી ગઈ છે દયા, પુન્યના ઓછા પાયા;
તાવે કરી ચડાઇ, વીદેશે ચાલી લડાઇ. ૧૮
સુધર્યાં નહી કાંઇ કાજ, મુંઘા થયાં છે અનાજ;
મુંઘા થયા ઘઊં ભાત, રૂપીયા બાજરીના સાત. ૧૯
સર્વના ભાંગી ગીયા ઠાઠ, મગના રૂપીયા છે આઠ;
દુનીયાં પાડે ઘણી ચીસ, રૂપીયા જારના છે વીસ. ૨૦
મનુષ્ય મુંઝાય ઘણા, મુંઘા થયા ચણા;
કંઇકના ભાંગ્યા કઢાર, તેલના રૂપીયા અઢાર. ૨૧
ઘીએ કેવી કીધી મેર, રૂપીયા એકનું પુણો શેર. ૨૨
વાળ્યુ પુરવનું વેર, દુખી થયાં ઘરો ઘેર;
કાળે ન રાખી કચાસ, રૂના રૂપીયા પચાસ. ૨૩
માલ થયો તઇયારી, જાગ્યા ઘણા વેપારી;
ઘોડાને પીઠું પડીયું, વેપારી કાઢે હડીયું. ૨૪

ભાવનું ચડીયું ઠીકું, લાભ નજરે ન દીઠું;
કોઈક થયા દીણહાર, કાંઇક ઉતરી ગયા પાર. ૨૫
કાંઇક વિદેશે ફરે, ઘણા ઘોડા કરે;
દુનીયાં ગઈ છે ડોલી, ઘણું અછત બોલી. ૨૬
હવે મમતા મેલો, હેતે પ્રભુને ઝાલો;
હેતે નારાયણ ભજો, મનનાં કપટ તજો. ૨૭
ભજી ઉતરો ભવપાર, મીથ્યા છેરે આ સંસાર;
આ તો જુલમ કેવાય, મોરારી મુખે ગાય. ૨૮
સંવત ૧૯ સાહી, પંચ્યોતેરની માંહી;
પોષ વદી બીજ શનીવાર, રેખતા કરી છે તઈયાર. ૨૯
અમદાવાદ નીવાસી, સદાય પ્રેમ પીયાસી;
ઇસ્પીતાલો ખોલી ધર્માદા, દવાઓ આપી પ્રેમથી. ૩૦
જમનાદાસ ચુનીલાલ, ખોલી વિધર્મ ઇસ્પીતાલ;
અંબાલાલ સારાભાઇ, બાંધી ધર્મની ધજાઇ. ૩૧
શેઠ મંગળદાસ ગીરધર, રાખ્યું નામ અમર;
હ્રદયમેં પ્રેમ ધરજો, ભુલચુક માફ કરજો. ૩૨

---

## ગાયન ૧૮ મું.

( કવાલી રાગ ભૈરવી ગઝલ )

ચંમોતેર તાવ બીમારી, દવાયું આપ દેનારા છો;
ચંમોતેર દુઃખ દેનારી, પ્રજાના આપ છીતારા છો ટેક.

ધર્મની દવાઓ દીધી, પ્રજાની આસીસો લીધી;
સર્વની સાહાયતા કીધી કર્તા છો, ગરીબોપે દુલારા છે. ૧
હતા કોઈ નીરભાગી, તેઓની ભીડોને ભાંગી;
સંસારી કે હો ત્યાગી, દયાથી દાંન દેનારા છો. ૨
સત્યની બાધી કમર, આપનાં નામ છે અમર;
જુગો જુગમાં તવંગર, સમુદ્ર દ્રષ્ટી દારા છો. ૩
જનુનીથી જન્મી, દીપાવી જન્મની ભોમી;
ધન્ય ધરા છે ધન્યની ભોમી, મહાવીર નામ આધારાછો. ૪

---

સંવત ૧૯૭૪ ની સાલમાં આસો વદીમાં જે માહાન રોગ ઇન્ફ્લ્યુઇન્ઝા તાવની બીમારી ચાલવાથી ધર્માદા ઇસ્પીતાલો શેઠ શાહુકારો માઝન સમસ્ત વીગેરે મળીને મફત ખોલી દવાઓ આપી પ્રજા ભાઇઓ વીગેરેના હીત ઇચ્છક આપ શેઠ શાહુકારોને ધન્યવાદ છે.

## ગાયન ૧૯ મું.

( કવ્વાલી રાગ ભૈરવી. )

પ્રમુખ શેઠ મંગળદાસ ગીરધરભાઇ નામ છે.
પ્રજાની લેનારા તપાસ, અમર નામ આપનું છે.

સર્વદા સુખ દારા, પ્રજાના પ્રાણુથી પ્યારા;
ન્યાય નીતી વર્તનારા, શોભીતું આપનું કામ છે. ૧
સર્વદા સુખી રહેજો, ગરીબોની આશીશ ફળજો;
સત્યથી સુખ ભોગવજો, સત્ય મારગનું કામ છે. ૨

ધન ધાન્ય શુભ હોજો, પશુ પુત્ર લાભ બહુ થાજો;
સર્વદા શ્રેષ્ટની હોજો, ઉઘાડાં મોક્ષ ધામ છે. ૨
શુભ જન્મ દીપાવ્યો, જન્મનો લીધો છે લાહાવો;
મહાવીર સ્વામી નભાવો, હૃદયમાં ઇસ્ટ નામ છે. ૪

---

## ગાયન ૨૦ મું.

( રાગ ભૈરવી. )

સત્ય કર્મના પ્યારા, સર્વદા નામ અમર છે;
ઉદય રવી તીમીરને જારા, સ્વદેસ હિત કરતા છે.—ટેક.

પર ઉપકારમાં પ્યારા, સ્વતંત્ર કાર્ય કરનારા;
પ્રજાને સાહાય કરનાર, સર્વદા નામ અમર છે, ૧

સંકટમાં સાહાય કરનારા, ભુખ્યાને અન્ન વસ્ત્ર દેનારા;
પ્રજાની આશીસો લેનારા, સર્વદા નામ અમર છે. ૨

સત્યની કમર બાંધનારા, મહાવીર નામ આધારા,
છો આત્મ દ્રષ્ટી દ્વારા, સર્વદા નામ અમર છે. ૩

અંબાલાલ સારાભાઇને, સુધારો પ્રભુ સર્વ કાર્યને;
દીપાવી જન્મ ભુમીને, સર્વદા નામ અમર છે. ૪

---

## ગાયન ૨૧ મું.

( કવ્વાલી ગઝલ ભૈરવી. )

ધાયા ધર્મને સારૂ, પ્રજાના પ્રાણને માટે;
થયા છો ભાગ્યાના ભેરૂ, કીધાં કામ શીરને સાટે. ટેક.
કાંમ કીધું પોતાનું ધાર્યું, દુઃખ પ્રજાનું નીવાર્યું;
મોટરો ચલાવી ઝપાટે, પ્રજાના પ્રાણને માટે. ૧
હીમ્મત જે હારી બેઠા હતા, સમજુતી ધીરજની દેતા;
સ્વદેશી હીતને માટે, પ્રજાના પ્રાણને માટે. ૨
ત્યાસીના જેષ્ઠ માસમાં, પાણી ખુટયાં હતાં તળાવોમાં;
જળ જીવને માટે, પોહોચાડયાં નીરને ઘાટે. ૩
બાંધ્યા કુવા હવાડા ધર્મ જાણી ગાયો મૃગલાં પીયે છે પાણી;
આણંદ સ્ટેશનની વાટે, પંખી પશુ જીવને માટે. ૪
ધન્ય જમનાદાસભાઇને. વધાવો પ્રભુ સુભ કાર્યને;
અમર નામને માટે, કીધાં કામ શીરને સાટે. ૫

અમદાવાદ જીલ્લા સંકટનીવારણ ફંડ રા. રા. શેઠ સાહેબો તથા માહાઝન સમસ્ત શાહુકારો વીગેરે જે અમોને નામ યાદ હતાં તેમનાં નામ લખ્યાં છે તેથી સમસ્ત વીગેરે લખ્યું છે તો દર ગુજર કરશોજી.

## ગાયન ૨૨ મું.

( ત્રીતાલ ચોપાઈ, )

સેઠ અંબાલાલ સારાભાઇ, મહાવીર સ્વામી સદા સહાય;
ધન્ય ધન્ય છે જન્મભૂમી, સર્વદા આપ છો નીસકામી. ૧

પ્રમુખ સાહેબ મંગળદાસ, અમદાવાદ મધ્યે નીવાસ;
પીતાશ્રી ગીરધરભાઇ, પ્રભુ સદાએ કરજો સાહાય. ૨

રા. રા. શ્રીયુત બાલાભાઇ સદા પ્રેમ રહ્યા છલકાઈ;
સતગુરૂજી સહાય કરજો, સદા અમૃત દ્રષ્ટી થજો. ૩

શેઠ કસ્તુરભાઇ લાલભાઇ, પ્રજાને સામુ જોઇ રહ્યા છે;
પ્રજા છે દુ:ખી કે સુખી, તેનો ન્યાય કરે છે હરખી. ૪

મીસ્ટર માવલંકરભાઇ નામ, અમદાવાદમાં છે રે મુકામ;
કુળદીપક છે રે અપાર, ધન્ય તેમનો છે અવતાર. ૫

મીસ્તર કેશવલાલ પ્રેમચંદભાઈ, પ્રેમ હૃદયમાં હરખાઇ;
સર્વના છે તે હીતકારી, જ્ઞાન દ્રષ્ટી છે નીર્વીકાર. ૬

શેઠ અમૃતલાલભાઇ નામ, ઘણાં તંનથી કીધું છે કામ;
પીતાશ્રી હરગોવીંદભાઇ નામ, અમદાવાદ મધ્યે મુકામ. ૭

મસ્કતી મારકીટ માઝન સહુ, તેમણે કામ કીધાં છે બહુ;
માઝન સમસ્ત શેઠીયા વીગેરે, શેઠ સાહુકારને મોટા ધનરે. ૮

આશીસ પ્રજા તણી હૃદય ધરજો, ભુલચુક તે માફ કરજો;
આશીસ દે છે નરને નારી, દત્ત નીમી ગાય મોરારી. ૧૦

મેહેરબાન શેઠ સાહેબો મહાજન સમસ્ત શાહુકાર વીગેરેને નમ્રતા પુર્વક અરજ એ છે કે આ પુસ્તકમાં વાંચી જોતાં કે તપાસ કરતાં જે કાંઇ ભુલચુક હોય તે નીરમળતા સાથે શાંન્ત સ્વભાવથી લખુછું કે જે કાંઇ ચુક હોય તે માફ કરશોજી તે મારી અરજ છે.

---

શ્રી દત્તનીમી.

## જોશી મોરારી કૃષ્ણરામ કૃત ઉપદેશીકા.

### શ્રી ગણેશાય નમ

સમરૂં ગણુપતી દેવા, વિઘ્ન હરણ એવા—(૨)
રીધ્ધી સીધ્ધી નારી જેને, પ્રથમ સમરૂ હું તેને
સર્વ કરે તેની સેવા.—સ. ૧

વિઘ્ન હરણ એવા, મોદીક લાડુ લેવા;
સીંધુરે હું કરૂં સેવા. સ. ૨

વીનંતી કરૂં શીશ નામી, બંધુ જેના કારતીક સ્વામી;
પીતા શંકર દેવા.—સ. ૩

ગુરૂ ગમે ગાય મોરારી, સમરૂં હું વારી વારી
વીઘ્ન હરણ એવા.—સ. ૪

---

## ગાયન ૧ લું.

( રાગ ભેરવી ભજન. )

નમું સુંઢાળા ખોલો બ્રહ્મ તાળા, રીદ્ધી સીદ્ધી નારી જેને;
પ્રથમ પેલા સમરૂં ગણેશા, સરસ્વતી થાજો સ્હાયકારી;
ગાવા ગુણુને વીઘ્ન હરણુને, પીનાજીના ત્રીપુરારી. ૧
કરૂણાકારી આપો બુદ્ધી સારી, માતા પારવતી નારી;
ચારભુજને લાંબી શુંઢાળા, ગળે ફુલનકી માળા ધારી. ૨
ઉજ્વળ :દન્તા છો ગુણવંતા, ત્રીસુળ કમંડળ ધારી;
બાળ બ્રહ્મચારી મુગટ ધારી, ગોળ ઘીના છો આહારી. ૩
મંગળ કાર્યમાં નામ તમારૂં, સંકટ ભય દુહારી;
અચળ વાણી આપો સુઢાળા, ગુરૂગમે ગાય મોરારી. ૪

---

## ગાયન ૨ જું.

( રાગ કવાલી ગઝલ ભેરવી. )

વીનય વચનથી મન બોલે છે, સાંભળો વીસયઇંદ્રી મનમાં;
કુચ્છંદે તુજ સાફ ફસાયો, નીશ્ચે નાખીસ તું નરકમાં. ૧
તારૂં બળ છે અતી ઘણું ને, તું મારા મત અનુસરી ચાલે:
તો હું પ્રેમે પાર ઉતરૂં, નહી તો જમ દુત જોરથી ઝાલે. ૨
જમના ત્રાસથી છુટવા માટે, સત્યનું ચરણું લેવું છે;
તેવું વચન મનનું સુંણી, વાશયઇંદ્રી કેવું વદે છે. ૩

ભલે ખુસીથી હયો સત્ય ચરણું, પણ હું છું નાનેરી બાળ;
મુજને તરછોડી જો જાશો, તો, મુંજને સીરપર ચડશે આળ. ૪
ભલે સીરપર આળ ચડે પણ, તુજ સંગ હવે નહી કરૂં;
શાન્ત સ્વરૂપને હું પહોચ્યો, શુભ મતીમાં ચીત મારૂં. ૫
શાંન્તી બુદ્ધી ભલ્લે પરણો પણ, મુળ અવસ્થા થવા દીયો,
કબુદ્ધી નારી બેન મારી છે, તે કરતાં મુજમાં ધ્યાન દીયો. ૬
કબુદ્ધી નારી કરતી ખુવારી, તુંને તરછોડી જાવું છે;
તારા સંગ હું નહી કરૂં હવે, ગુરૂ ચરણે ચીત દેવું છે. ૭
ભલે ખુશીથી હયો ગુરૂ ચરણું, પણ નવ બેહેનો છે મારી;
બોહોતેર કોઠા વશ્ય કર્યા છે, તેની છે તમને યારી. ૮
હું છોડીસ પણ તે નહી છોડે, અવળા ધધે જાસો ભુલી;
તેની સંગમાં રમણ કરતાં, ખુવારી બની જાસો ડુલી. ૯
બોહોતેર ઘર સ્વાધીન છે તેનાં, તેના ઘરમાં તમે રહોછો;
દસ્તાવેજ પાકો કર્યો છે, હવે અવળું કેમ બોલોછો. ૧૦
ભલે દસ્તાવેજ પાકો કીધો, નવનારીયો તજવી છે;
છત્રીસ અક્ષરમાં છે સાર શબ્દ, તેના સામે દ્રષ્ટી ધરવી છે. ૧૧
તે સર્વથી છે મમખ્યારૂં, તેનાથી ઉતરસુ ભવપાર;
સત્યનું ચરણું હવે લીધું છે, ભજીને ઉતરશું ભવપાર. ૧૨
પ્રેમીજન સમજીને વાંચો સુધરસે મનના સર્વ કાજ;
મન ઇંદ્રીયનો સંવાદ કીધો, હેત પ્રીતીથી આજ. ૧૩
વિષય ઇંદ્રી કબુદ્ધી છોડી, ગુરૂ જ્ઞાન લેવું મનમાં;
પ્રેમેથી પાર ઉતરસો, હરી ગુરૂ ભજવા મનમાં. ૧૪

વીષયઇંદ્રી છે તે કેવી, જેવું ઝાંઝવાનું જળ વનમાં;
દત્ત નીમી ગાય મોરારી, ભજો પ્રેમેથી અંતરમાં, ૧૫

---

## ગાયન ૩ જું.

( રાગ ગઝલ કવાલી )

ઇચ્છે પરધન નાર, તેહનો અપજસ થાય છે
ઘટે આબરૂને લાજ, કરમ હીણા થાય છે.—ટેક.
નહી મળે જુગમાં માન, સ્વાન રૂપે અથડાય છે;
નહી થાય કલ્યાણ, જમ દુતથી ઘેરાય છે. ૧
પરનારીને સંગમાં, ઇંદ્ર દુખી થાય છે;
ઇંદ્ર રાજાની સોબતમાં, ચંદ્ર કાન્તી હણાય છે. ૨
અન્ન તેવા ઓડકાર, સંગ તેવાં ફળ છે;
સંગ કરવો સતગુરૂનો, તોજ બેડો પાર છે. ૩
બાવળ નીચે બેસીએ, શુળ વાગી જાય છે;
દત્ત નીમી ગાય મોરારી, અજ્ઞાની અથડાય છે. ૪

---

## ગાયન ૪ થું.

( રાગ કવ્વાલી ગઝલ. )

પરનારીને સંગમાં, કીસકંધાનું રાજ્ય જાય છે;
પરનારીને સંગમાં, રાવણ રાજ્ય જાય છે—ટેક.
પરનારીને સંગમાં દુર્યોધન દુખી થાય છે;
કપટકળા અનેક કીધી, જુગમાં અપજશ થાય છે. ૧

દુષ્કર્મ મનુષ્ય તન પામી, ત્રષ્ણામાં તણાય છે;
પરમાર્થે થયાં પાઈ ન ખરચી. સ્વાર્થમાં લપટાય છે. ૨
કોલ દઈ અવતરીયો પ્રાણી, જાણી ફંન્દે ફસાય છે;
ક્ષણભર સુખમાં અખંડ સુખનો, નાશ કરી મકલાય છે. ૩
કામ ક્રોધાદી મદમાં, લોભે મન લલચાય છે;
દત્ત નીમી ગાય મોરારી, સંન્તોષી સુખ માંય છે, ૪

---

## ગાયન ૫ મું.

( રાગ આસા. )

અવસર નાવે ફરી, મન તું પ્રભુ હારે;
પંચ તત્વનો દેહ બનીયો, જળ સ્થળ આદી તત્વથી નીમીયો
ચોવીસ તત્વ ખરે. મ૦ ૧
કાળ ક્રોધ અહંકાર તજીને સ્વાસોસ્વાસ ઈસ સમરને પ્રભુ
બાંહ્ય ગ્રહેરે. મ૦ ૨
આવ્યો ત્યારે ખાલી આવ્યો, બાહાર પ્રભુ કેવો ઠાઠ મચાવ્યો
સત્ય ઇસ મુખે ઉચરે. મ૦ ૩
દત્ત નીમી ગાય મોરારી, સ્મરણ કર તું પ્રીત ધારી
કારજ તેથી સરે. મ૦ ૪

---

## ગાયન ૬ ઠું.

( રાગ આશા. )

હરીહરને ભજે, મન તું કામના સર્વ તજે;
વીષય સુખ તો પશુમાં મળશે, મનુષ્ય જન્મ ધુળમાં ભળશે
આળસ સર્વ તજે. મ૦ ૧

વીષય સુખ યાતી રાજાએ ભોગવ્યું, જોબન અવસ્તા પુત્રની
માગ્યો અવતાર ભુંડ સરજે. મ૦ ૨
જે જનને વીષય સુખ આશા, જેવી ઉપજે મૃગજળ ત્રાસા
ખાલી ખેપ તજે. મ૦ ૩
દત્ત નીમી મોરારી ગાવે, અવશર આવો ફેર ન આવે
સાંમ સદા તું ભજે, મ૦ ૪

---

## ગાયન ૭ મું.

( રાગ આશાવરી. )

સમરને શ્રી હરી, મમતા મેલી દેને પરી;
આળસ ઉંઘ તજી કરીને, હેતે પ્રભુ શું પ્રીત કરીને ઉલ્લટ
રૃદેમાં ધરી. મ૦ ૧
બાળપણામાં બહુ તું બકીયો, જોબન અવસ્તામાં પ્રભુને ઠગીયો
વૃદ્ધમાં ડુલ્યો મરી. મ૦ ૨
અંત સમયે બકવા કરતો, મોહ માયામાં ચીત બહુ ધરતો
ફોગટ ફેરા ફરી. મ૦ ૩
દત્ત નીમી ગાય મોરારી, અવસર ના હોય વારી વારી હેતે
હેતે ભજ્ય કાં મારી. મ૦ ૪

---

## ગાયન ૮ મું.

( કીરતન. )

નથી સંસારમાં સુખ લેશ, હરી સંભાળ જો...રે
મીથ્યા આ સંસારની બાજી, તે દેખીને શું થાવું રાજી;
સાચી સાચી સેવા હરીની ધારજોરે...નથી. ૧
માત પીતા અન્તે મીથ્યા જાણી, હેતે ભજી લ્યો સારીંગ પ્રાણી
હેતે હરી શું પ્રીત ધારજોરે...નથી. ૨
મોહ મમતા અહંકાર તજીને, સ્વાસોસ્વાસ હરીને સમરને
હરીહર એક સ્વરૂપ ધારજોરે...નથી. ૩
આવો અવશર ફેર ન આવે, એક એક ઘડી પળ મીથ્યા જાવે
ગાવે મોરારી ગુરૂપદ ધારજોરે...નથી. ૪

---

## ગાયન ૯ મું.

( રાગ માઢ. )

જીને વાલા સીતારામ રે, તેનાં પુરણ સરશે કામ;
વહાલો પુરણ આતમરામરે, શોભીત સુંદીર શ્યામ;
દશરથ નંદન જે સમરશે, લક્ષમણ બંધુ રામ છેરે. જી. ૧
અસુર સંહાર્યા દુસ્ટને માર્યા, દેવોનાં કીધાં કામ;
ભક્તોને માટે ભુદરે, સવરીને દીધો વીસરામરે. જી. ૨
વાલીને માર્યો સુગ્રીવ તાર્યો, પ્રભુના ચરીત્ર અપાર;
લંકા બાળી રાવણ મારી. વીભીક્ષણ સુંપ્યુ રાજ્ય કામરે જી. ૩
દત્તનીમી ગાય મોરારી,ચરણમાં રાખો મહારાજ રામ;
અનેક ભક્ત ઉધરીયા રે, પોહાચે પુરણ ધામરે. જી, ૪

## ગાયન ૧૦ મું.

( રાગ માઢ. )

આવો અવસર નહી આવે ભ ઇરે, નેમાં શી કીધી કમાઈ;
મનુષ્ય અવતાર દેવને દુર્લભ, જપત વારંવાર,
આવો અવશાર જે ગુમાવે ફરીન આ,કરી લ્યો શુભ કમાઇરે. આ.૧
મોટા જોગી તપ આચરતા, ધરતા પ્રભુનું ધ્યાન;
અધીક મહીમા નામનોરે, ભજી લ્યોને રઘુરાઇરે. આ.૨
સંસાર સમુદ્ર અસાર જાણી, ભજી લ્યો રાધે શ્યાંમ,
પ્રેમ લક્ષણા જે કોઇ ભજશે, પામસો અધીક કમાઇરે. આ.૩
દત્તનીમી ગાય મોરારી, ચરણમાં રાખો મહારાજ;
ભવસાગરથી બુડતાં તારો, તુમ વીણ નથી સાહાઈરે. આ.૪

---

## ગાયન ૧૧ મું.

કીરતન. )

હેતે ભજીલ્યોને ભાઇ, સુખે ત્રીપુરારીરે. હેતે (૨)
ગયો અવશાર ફેર ન આવે, લ્યો ઉરમાં વીચારીરે. હે. ૧
નીલકંઠ ભુજંગ વારી, જટાભુજ ગંગધારારે;
અજન્મા અવીનાશી પ્રભુને, વાંમે સતી નારી રે. હે. ૨
સર્વ દેવો જેની સેવા કરે, નારદ બ્રહ્મા હરી રે;
તે પ્રભુને જે વીસારે, જન્મ જાશો હારીરે. હે. ૩
દત્તનીમી ગાય મોરારી, ભજું હું પ્રીત ધરીરે;
ધુપ દીપથી કરૂં આરતી, ભસ્મ સુગંધી ધારીરે. હે. ૪

---

## ગાયન ૧૨ લું.

( કીરતન. )

ચેત ચેત ચેત પ્રાંણી, કેમ થાય છે ગમારરે;
હજી કેમ બેસી રહ્યો છે, ભજી લેને કીરતારરે. ચે. ૧
આળસ નીંદ્રા તજી દેને, આયુષ્ય તારૂં જાયરે;
વીષય સુખ છોડી દેને, માર જમનો નહી ખમાયરે. ચે. ૨
ધન્ય દોલત માલ ખજાના, તે તો ન આવે સાથરે;
મીથ્યા કેમ મોહી રહ્યો છે, ભીડી રહ્યો કેમ બાથરે. ચે. ૩
દત્તનીમી ગાય મોરારી, અવસર આવ્યો હાથરે;
હેત પ્રીતીથી ભજી લ્યો, જગતપતી નાથરે. ચે. ૪

---

## ગાયન ૧૩ મું.

( રાગ કનરો. )

આ છેરે કાયા અંતે ખોટી, સીદને કલ્પના કરે છે મોટી;
અહુંતા મમતા મેલી દેજે, ગુરૂગમથી હરી શરણુ લેને. ૧
તેથી તે પ્રાણુ કર શુભ કર્મ, કુળ મરજાદાનો પાળને ધર્મ. ૨
પંચ તત્વમાં રાખ્ય આનંદ, કેમ માંડયો મનવા જુઠોરે ફંદ. ૩
સુરીનર મુનીજીને ઇચ્છે સદાય, તેવી રૂડી બની છે આ કાયા. ૪
દેહ આ આજ છે કાલ નથી, મમતા સીદને મરે છે મથી. ૫
મનુષ્યા જન્મ આવ્યો અવતાર, તેને કેમ ગમાવે ગમાર. ૬
ગાવે મોરારી લે ગુરૂ ચરણુ, આવ્યાગમનનું મીટ જાય મરણુ. ૭

---

## ગાયન ૧૩ મું.

( રાગ કાલીંગડા. )

પ્રભાવ પ્રેમથી કહું, વીષયમેં અનુરાગનો;
રાજ્યમાં થાતી રાજા, બહુ વીષયનો ભોગીરે.
જોબન અવસ્તા પુત્રની માગી, તૃપ્ત ન થયો કામનો. પ્ર૦
વીષયથી દુખ ઉપજે, તેથી નરકે પળાયરે;
શુભ મતીથી શુભ ગતી, હાથ ઝાલે પ્રભુ પ્રેમનો. પ્ર૦
કોલ દઇ પ્રાણી બારે આવ્યો, હરીસે બોલ બંધાઇરે;
તે તું પ્રાણી ભુલી ગયો, કેમ ન ગયો છેદાઇરે. પ્ર૦
સંસાર સુખ અલ્પ જાણી, કરી લે સત્ય કર્મરે;
દત્તનીભી ગાય મોરારી, પાળ સાચો ધર્મરે. પ્ર૦

---

## ગાયન ૧૪ મું.

કેવાં કામ કરે, પ્રભુ કેવાં કામ કરે;
કાત્યાયની દેવીનું વૃત ગોપી કરે, ચીર હરવાવાલો વીચાર કરે
જળમાં ગોપી વીચરે. પ્ર૦ ૧
ચીર હર્યાં ગોપી થઇ ઘાડી, આમથી આમ જોઈ કાઢે હડી
નીચી નજરે ફરે. પ્રહ
ચીર હરી વાલો કદંમ ચડીયા, તુરત ગોપીએ સામાં
ચીત ધરીયાં અલ્પ ભીડી ઉચરે. પ્ર૦ ૨
ચીર હવે પ્રભુ આપો હમારાં, અમો નીકળીએ જરેથીચઉ૦.
એક બીજી મુખ ઉચરે પ્ર. ૩

પ્રભુ કહે લ્યો ચીર તમારાં, જળથી હવે નીકળો બહારાં
કદંમ ચડી ઉચરે. પ્ર૦ ૫
એક બીજી ગોપી અણુસારા કરે, હળવે હળવે ડગલાં ભરે
અદપ મેલી જા વરે. પ્ર૦ ૬
પ્રભુ ચરીત્ર જોઈ જે કરશે, ભવસાગરમાં ભટકી મરશે કામ
ખીજવાયો ખરે. પ્ર૦ ૭
સમરથને નહી દોસ ભાઈ, મનુષ્ય કરે નીશ્ચે નરકે જાય
મોરારી મુખ ઉચરે. પ્ર૦ ૮

---

## ગાયન ૧૫ મું.

( કીરતન–રાગ આંખ વીના અંધારૂંરે. )

લજ્યા રાખો મોરારીરે, લક્ષ્મીવર લજ્યા રાખો હમારી;
આ ભવશાગરમાં ભમવાનું, કાળ ચક્રમાં બચવાનું
નથી આહી નારાયણ સુખકારીરે. લ. ૧
અનેક ભક્તોને દયા કરી, પ્રહેલાદ ભક્તી હૃદય ધારી
સ્થંભમાં પ્રગટયા મોરારીરે. લ. ૨
હે પ્રભુ કરૂણા કરોને, અસુર મતીના પ્રાણ હરોને
કલંકી અવતાર ધારીરે. લ. ૩
ધરતી પોકાર કરે, ગૌબ્રાહ્મણ દુભાયા કરે
હે દયાળુ સુખકારીરે. લ. ૪
દત્તનીમી ગાય મોરારી, સતગુરૂ લજ્યા રાખો
હમારી ભવસાગરમાંથી તારીરે. લ. ૫

---

## ગાયન ૧૬ મું.

( રાગ ઉપરનો. )

રામ રામ મુખે જપોનેરે, અવર છોડી દયોનેરે,
હે હરીજનો રામ રામ મુખ કહોને. ૧
રામ રામ સમરી મુખે કરે, ઘડી એક પળ નવ વીસરે;
અહો નીસ રામ જપોનેરે. હે. ૨
રામ રામ જેને જપીયા, ભવસાગરનાં દુખ કાપીયાં
ગમ ગુરૂપદ દ્યોપેરે. હે ૩
સીતારામ ભજન જેણે કરીયા, તે તો ભવસાગર તરીયાં
રામ રામ મોરારી ભજેરે. હે. ૪

---

## ગાયન ૧૭ મું.

( કીરતન. )

ભજય આદીનારાયણુ, મનુષ્ય જન્મ દીધો;
આળ પંપાળ તજી, ભજય હરીને સીધો. ભ ૧

સાખી.

હેતે ભજી લ્યો હરી, તજી નેમ મોહમં;
મીથ્યા આ દેહ છે, જેમ નીસા નીંદ્રા સ્વપ્ન.
હેતે ગુરૂપદ ધારી, મારગ તુને મળશે સીધો. ભ ૨

સાખી.

માયા મોહમાં અંધારૂં, જેમ ઝાંઝવાના જળ;
સ્વાસો સ્વાસ સમરને,વીસરે નહી એક પળ.

હાથે તે સાથે આવે, જમણે હાથે પુન્ય કીધાં. ભ ૩

સાખી.

જે કોઇ પ્રેમે ભજે, અરપે હરી શું મન;
જમના ત્રાસ આવે નહી કૃપા કરે ભગવંત
દત્તાનામી ગાય મોરારી, જેને સત્યથી ચીત દીધો. ભ ૪

---

## ગાયન ૧૮ મું.

( રાગ આશાઘોડી. )

જુગમાં શુંરે કમાણો, જન્મ ધરી જગમાં શુંરે કમાંણો;
દુર્લભ મનુષ્યા તન પામી, તૃષ્ણાને પુર તણાંણો. જ ૧
પરમાર્થમાં પાઇ નવ ખરચી, સ્વાર્થમાં લપટાણો; જ ૨
કોલ દઇ અવતરીયો પ્રાણી, જાણી કુછંદે ફસાણો. જ ૨
ક્ષણભર સુખમાં અખંડ સુખનો, નાસ કરી મલકાણો. જ ૪
કામ ક્રોધાદી મદમચ્છરમાં, લોભે તુ લલચાંણો. જ ૫
મન માયા મોરારી મતવાલી, આલી પ્રભુને વખાંણો. જ ૬

---

ભજો હરી પ્રે.........મે...પ્રભુ છે કૃપાલન;
ભક્તી ઉધારન, કીર્તી એવી તા............રને. ભ ૧
મનુષ્યા જન્મ પામી, ભજ્યા રાખીસ નહી..ખામી;
ભક્ત કે કાજ પ્રભુ અવતાર ધરો. ભ ૨
સગુણ અવતાર ધરી, રાવણ આદી નાખ્યા મારી;
વીભીક્ષણ રાજ્યધારી, અજ્યોધ્યા પધા......રત. ભ ૩

સત્ય ઈસ પ્રેમે ભજી, જ્ઞાન ભક્તી હથીયાર સજ.
મન મોરારી જંજાળ તજી, ગુરૂપદ ધારન, ભ ૪

---

## ગાયન ૧૯ મું.

( રાગ આસાઘોડી. )

ભજી લ્યોને સીતારામે, પ્રાણી તું તો ભજી લેને સીતારામે;
ચરણ લીધો દારીદ્ર ભય જાયે, આપે અવીચળ ધામે. પ્રા૦
પ્રેમે ભજીયા સવરી સુદામા, અમરીષને દીધો વીસરામે. પ્રા૦
ભજન કરે નીત્ય માતા કુંતાજી, અરજુન સાથે કીધાં કામે. પ્રા૦
નરસીંહ મહેતા મીરાં પ્રેમે ભજ્યાં દીધાં હરીએ નીજ ધામે. પ્રા૦
મોરારી કહે તજી મન મમતા, સત્ય ઇસ નીસ કામે. પ્રા૦

---

## ગાયન ૨૦ મું

( રાગ કાનરો. )

જે હરીભક્તી જાણી પરીહરહી, કેવળ જ્ઞાન હેતે શ્રુભ કરકી. જે
તે જડ કામધેનું ગૃહ ત્યાગી, ખોજત આક ફીરહી પાય લાગી જે
સુનો ભાઈ હરીભક્તી વોહાઇ, જે સુખ ચાહી આંન ઉપાઇ. જે
તેસઠ માહા સીધુ વીનુતરની, પૌરીપાર ચાહી જડ કરની. જે
કહી સંત મુની વેદપુરાના, નહી કછુ દુરલભ ભક્તી સમાના જે
દત્તનીમી કહી મોરારી, સત્ય ઇસકે સેવહી કા મારી. જે

---

## ગાયન ૨૧ મું.

જન્મ લીયા જબ ભજન ન કીયા નહી,
તબ માતાકે ઉદર પાસાન ભયા હૈ.
ધર્મ કીયા નહીં જ્ઞાન કીયા નહી,
વૃથા જન્મ ગુમા દીયા હૈ.
જબ સતસંગ કીયા હરીદાન દીયા,
તબ પ્રભુ અપને મુક્તી દીયા હૈ.
દત્ત નીમી કહેગા મોરારી,
લવ સતસંગમેં મુક્તી ભયા હૈ.

સાખી

જીતને તારેંગે ગગનમેં, ઇતનમેં તારેગા રામ,
જીન ભાવોસે ભક્તી કીયા, મીલતે હૈ સુંદીર રામ.

---

## ગાયન ૨૨ મું.

રાગ કવાલી.

એહી સમય ન મીલેગા, મુઢ કયું મુમત પકડત હૈ;
જીમ બાજીકે ખેલ હોવેગા, આખીર સબ ફનાં હોતી હૈ.
જીસકે મન મોહ હોવેગા, ઉસકા કલ્યાણ નહી હોવેગા;
શાન્તસે ભજન કરેગા, એહી.
કાહાલ અરૂ ક્રોધ છોડેગા, હરી કે સમરણ ન કરેગા.
પુન્ય બીન પાર ન હોવેગા, એહી.

ભક્તીકે મુક્ત હોવેગા, પ્રભુ અપને ધામ દેવે ;
મોરારી કે સામ મીલેગા, એહી.

—

## ગાયન ૨૩ મું.

### રાગ ધન્યાશ્રી.

જાગોને શ્રી હરી ઓ પ્રભુ, મારા જાગોને શ્રી હરી;
આદી નારાયણ તુજ સેવક સરવે, પ્રભુને બોલાવે ફરી. હે.
દોષ પરાકર દાસ તણા પ્રભુ, મુજ પર મેર કરી. હે.
અલબેલાજી ઓથે રહીશું, મુજ પર દ્રષ્ટી કરી. હે.
દરશાન વીના મન ભમતું મારૂં, દત્ત છો સર્વ પરી. હે.
મોરારી કહે હે આદી નારાયણ, દયા કરો દેહ ધરી. હે.

સાખી

જેહી ભજહીસો ઉતરહી, ઉતરવે ભવપાર;
જેહી મુઢ મતી ન ભજહી, તીનકે બાર બાર ધીકાર.

—

## ગાયન ૨૪ મું.

### રાગ માઢ.

જીને જપીયા જુગદાધારરે, તે તો ઉતરસે ભવપાર,
વાહાલો છે કૃષ્ણ કીરતારરે, ગોપીયુંના પાલણહાર.
મન કામના છોડી કરીને, ભજવા જશોદાનંદ;
અંતર જામી જાણે છે સરવે, કેમ માંડયા જુઠ ફંદ. જી.

આપણા મનનું જાણે છે નારાયણ, તેને વીસારીએ કેમ;
ઉત્તમ વસ્તુ આ દેહ ન મળે,લેવો હરી ભજવાનો નેમ. જી.
કૃષ્ણજીએ ઓધવને કહ્યું છે, એકા દસમની માંય;
હે ઓધવ તમો સાધન કરજો, નથી સંસારમાં કાંયરે. જી.
ઓધવ કહે સાંભળો મહારાજા, આપ પધારો સ્વધામ;
આપ વીના હું કેમ રહું, વીયોગ ન સહેવાય સાંમરે. જી.
કૃષ્ણ કહે સાંભળો ઓધવજી, કહું એક સાચી વાત;
ગીતા ભાગવત રૂપ છે મારૂં, નહી જુદાઇની વાત. જી.
ગીતા ભાગવતને સાંભળવું, સમરવું પોહોર આઠ;
દત્ત નીમી ગાય મોરારી, કરવા ગીતાના પાઠરે. જી.

---

## ગાયન ૨૫ મું.

### રાગ આસાવરી.

સતસંગ સારો કરવો, લેહેવું હરી ગુરૂનું નામ;
મનુષ્ય મુંઘો નહી મળે, ગપ્પાં છોડી લે સત્યથી નામ. ૧
વાતો તો મોટી કરવી છે, નીતી નહી દીલની માંય;
કહેવું ખરૂં પણ કરવું નથી, કયા શાસ્ત્રનો એવો ન્યાય. ૨
મનુષ્ય અવતાર મુંઘો છે, મનુષ્ય જન્મમાં ખબર પડે;
પશુનો અવતાર અબોલો, પછી આ અવતાર કેમ જડે. ૩
હે સુભાગી ભાઇયો સાંભળો, અજ્ઞાનમાં કેમ જાઓ ડુબી;
જન્મ થયા પેહેલાં પ્રભુએ, કેવી અગાઉથી કીધી ખુબી. ૪

આપણું કપટ આપણ નહી દેખીએ જાણેછે કરણા કીરતાર;
વિષયમાં ગુમાવી બેઠા, મનુષ્ય જન્મ મુંઘો અવતાર. ૫
નીદ્રા તજી અજ્ઞાન છોડે, તો જુગમાં સુખીયો થાય;
દત્ત નામી ગાય મોરારી, નીતીથી સદ્ગતી થાય. ૬

---

## ગાયન ૨૬ મું.

### સાસુ અને વહુવારનું.

ચેતોને અજ્ઞાની લોકો, ઉંઘમાં દહાડા જાય;
આરે અવસર વીત્યાં પછી, પસ્તાવો ઘણો થાય.
કરમહીણાંરે ઉંઘમાં દાહાડા જાય.

અમૃત મુકીને તું તો, ઝેર પીવા ધાય;
નીતીને તો ખોઇ બેઠો, અનીતીથી ન ધરાય. ક

બાપ સામે બહુ બોલે, માનું ધાર્યું કાંઇ ન થાય,
બૈરૂં ઘરનું ઘરચી કરે ત્યારે, ગુડા ગળી જાય. ક.

વહુ તો બોલકી બહુ, સાસુ દબાઇ જાય.
છેટે બેઠી અન આપે, સ્વાંન રૂપે ખાય. ક.

સાસુ વહુનાં ચરીત્ર. તો સુણો દીલની માંય;
બે દીકરાની વહુને, સાસુ મારે ઘરની માંય. ક.

વહુવારૂં ખાવા માગે, ત્યારે ડોશી બહુ દબાય;
તાળું તો કોઠાને વાસે, આપે એટલું ખાય. ક.

નું માનું ખાવા જાય ત્યાં, સાસુ હેમી જાય;
ઝપલાઇને વહુ બેસે, શું કરો ઘરની માંય. ક.
જેઠાંણી કહે દેરાંણીને, શો કરવો હવે ઉપાય;
જેઠાંણીનું વચન સુણી, નાંની વહુ બોલી ત્યાં. ઠ.
કાલે આપણી સાસુ તો, કાંણે જાવા જાય;
વેહેલાં ઉઠી સાસુ બોલ્યા, વહુ સુણો દીલની માંય. ક.
કાલે જવું કાંણે જાવા, રેહેજો ઘરની માંય;
વહુ કહે ભલે બઇજી, રેસું ઘરની માંય ક,
તમો આવશો ત્યાં સુધી, રેહેસું ઘરની માંય;
સાસુ તો કાંણે ચાલ્યા, વહુવે સાંકળ દીધી ત્યાંય. ક.
નાની વહુએ લોટ ચાળ્યો, મોટી સીરો કરવા જાય;
સીરો તો તૈયાર કીધો, ખાવાનો કરે ઉપાય. ક.
કરમ હીણાં રે.............સીરો કેવો ખવાય;
બઇજી જોડાં ભુલી ગયાં, આવ્યાં ઘર છે જ્યાંય, ક.
ઉઘાડો કમાડ રાંડો, શું કરો ઘરની માંય.
નાંની વહુએ ખાવા માંડયું, મોટીએ કર્યો ઉપાય. ક.
વોયવોય લબકાવ્ય, દરદ પેટમાં થાય,
કરમ હીણાંરે, સીરો નહી રે ખવાય; ક.
સાસુ તો શોકમાં પડયા, આ વહુ શું થાય.
વોયવોય લબકાવ્ય કયાંથી આવી વહુનો જીવ જાય. ક.
વોયવોય લબકાવ્ય, કયાં સુધી રેહેશે જીવ મારો જાય;
નાંની વહુ કયાં ગઇ તું, લબકાવ્ય સાસુ ખોટી થાય. ૮.

કરમ હીણાંરે સીરો નહી ખવાય;
નાંની વહુએ હાથ ઝાલ્યા, પછી સાસુ સુખીયાં થાય. ક.
દત્ત નીમી મોરારી ગાયે, સાસુને ચેતાવ્યાં ત્યાંય;
અકલ હીણાં રે ઉંઘમાં દહાડા જાય. ક.

---

## ગાયન ૨૭ મું

( રાગ ગઝલ કવાલી )

કૃષ્ન કાનુંડા બહુ, અટકચાળો કહાવે છે.
જેમ જેમ કાલુ બોલે, તેવું માતાને ભાવે છે. ટેક.
પારણામાં પ્રભુ પોઢાડયા, માતા વલોણું વલોવે છે;
ચુલે દુધ ઉનું મુકયું, કાન માતાને ધાવે છે. કૃ.
દુધ હતું તે ઉભરાયું, જસોદાજી જોવા જાય છે;
અલબેલાએ ગોળી ફોડી, ખુણામાં માંખણ ખાય છે. કૃ.
જસોદા આવ્યાં ગોળી પાસે, કાંનજી ખુંણે સંતાય છે;
કયાં ગયો અરે ધુતારો, ખુણે બેસી ખાય છે,
માતા ગોળી મેં નથી ફોડી, એં એં મને રોવરાવે છે;
મોરારીના શ્યામ શામળીયા, પ્રભુ ફેન્દ કેવા કરે છે. કૃ,

---

## ગાયન ૨૮ મું.

( રાગ કવાલી. )

નેતરૂં લઇને માતાજી, કાનુડા બાંધવા જાય છે;
જેમ નેતરૂં તાંણી બાંધે, તેમ ટુંકું થાય છે;

ડોરડાં ખુટયાં ને માતા થાકયાં, વેત દોરડે બંધાય છે;
ખાંડણીએ પ્રભુને બાંધ્યાં, હવે તું કયાં જાય છે. ૧
ઉખલો લઇ પ્રભુ નાઠા, દરવાજે નાનાં ઝાડ છે;
જમલા અરજુનના ઝાડ પાડયા, બેઉનો મોક્ષ થાય છે. ૨
જગત ઉધારણ લીલા કરે ગોકુળમાં આનન્દ થાય છે;
ઘણાં ચરીત્રો કરતા પ્રભુ, ગોકુળ મોટા થાય છે. ૩
સોળ કળા અંસ અવતાર છે, મોરારી મુખે ગાય છે;
પ્રેમે જે કોઇ વાંચે સાંભળે, વૈકુંઠ વાસ થાય છે. ૪

---

## ગાયન ૨૯ મું.

### રાગ ભૈરવી.

વાંસલડી કયારે વાગી, ગોપીયો ઉંઘમાંથી જાગી રે;
વાલો મારો વીણું વગાડે, ગોપીયો વ્યાકુળ થાય;
એક સુરતાએ સુણી વીણા, ભુલી ઘર ધંધાય.
વ્યાકુળ વૃજની નારી, બાળ બચ્ચા મેલ્યા વીશારી. ૧
મધરાતે મોહનને મળવા, ગોપીયું ચાલી જા...ય;
કોઇ વસ્ત્રહીણુ અબળા વસ્ત્ર, પ્રભુ સમરતી જાય;
કાંઇક રહી ઘરમાં, ઘણી ચાલી વનમાં. ૨
ગોપીયોને વાલો કાન મળ્યા, ગોપી જાઓ તુમ ઘર જ્યાંય;
મારા બોલાવ્યા વીના જો, આવે વનની માંય;
તમારાપતી વઢે અમને, વારે વારે શું કેવું તમને. ૩

અમપતી વહાલા, અમો રહીશું તમારી પાસ;
તમારા વીણુ કાંનજી અમો, આઠે પોહોર ઉદાસ;
જન્મોજન્મ દાસી તમારી, પ્રેમે ગુણુ ગાય મોરારી. ૪

---

## ગાયન ૩૦ મું.

### રાગ ભૈરવી.

કૃશ્ન અવતારી કેવા લાગે અમૃત પાંન જેવા;
કૃશ્ન કીરતાર ભજી લ્યો, આ ભવમાં સુખીયો થાય.
જો રામ કૃષ્ણુ નહી ભજો તો, એળે અવતાર જાય;
આવ્યા છો લાવ લેવા, જાશો ખાલી કોથળી જેવા. ૧

અવતાર ધારી છે પ્રભુ, ગોકુળ મથુરાં કર્યો ઉધાર;
નન્દ જસોદાને લાડ લડાવ્યા, કરૂણાના કીરતાર.
ભક્તોના કારજ સાધ્યાં, પ્રેમે અમૃત પાંન કીધાં. ૨

ગોકુળ મથુરાંને છોડી, દ્વારકાં કીધો વાસ;
છપ્પનકોટી જાદવ રમાડી, પછી કીધો નાસ.
ભક્તોકાજ અવતાર ધરે, દુષ્ટજનનો નાશ કરે. ૩

ભાવેથી ભજી લેજો, આવ્યો મનુષ્ય અવતાર;
પ્રેમ લક્ષણા જે કોઇ ભજશે, ઉત્તરસે ભવપાર
મોરારીના શ્યામ મળશે, વેહેલો વઇકુંઠ વાસ મળશે. ૪

---

## ગાયન ૩૧ મું.

( રાગ કવ્વાલી ગઝલ ભેરવી. )

સારા ગુણુને ગ્રહણ કરવા, અવગુણુ દુર તજવા;
ક્રોધાદીક છે આ ગુણ કરતા, દુષ્ટજનને પરા કરવા.—ટેક.
ભલાઈ પોતાની છોડવી ન, બુરો બુરાઇ કરશે;
ભલાઈનો ભાવ ચડશે, બુરો અપજસી થશે. ૧
કુસંગ કરવો નહી, જુગટે બાજી છોડવી;
પર ત્રીયાનો સંગ છોડી, દુષ્ટ નારી દુર કરવી. ૨
નીત્ય પોતાના ધર્મને, પાળવો સ્વતંત્ર પ્રેમથી;
શુભ મતીમાં ચીત રાખી, બુધી અવરમાં સાર નથી. ૩
પરનારી નરક ખાંણુ છે, સંગ તેથી છોડવો;
દત નીમી ગાય મોરારી, શુભ સતસંગ કરવો. ૪

---

## ગાયન ૩૨ મું.

( રાગ બલીહારી રસીયા સુંદીર શ્યાંમ હો. )

જીવ સુભાગી જોને જાગી, આયુષ્ય જાયરે;
મનુષ્યા જન્મ કયાં મળેરેજી.
ગર્ભવાસમાં હરીસે કર જોડી બોલીજી, દયા કરી પ્રભુએ
પડદો ખોલ્યોજી;
તે દહાડા કેમ ભુલ્યો, મુરખ ગમારરે. મનુ૦
જન્મથી થયા પછી ખાલી આવ્યોજી, મેડી મેલાતો તુંને
નજરે બતાવ્યોજી;

તેમાં ગયો તું ભુલી મુરખ ગમારરે, મનુષ્યા જન્મ કેમ મળેરેજી.
છતે છકી ગયો શું સંસારમાં મોયોજી, નર તન મનુષ્ય તે એળે ખોયોજી.
મમતામાં ગયો ફુલી...મુરખ ગમારરે. મનુ૦
આરે દેહ છે ઘડી એકનોજી, મીથ્યા પોટલો લે સીદ પાપનારેજી;
અવળે ધંધે ધાયો, મુરખ ગમારરે. મનુ૦
દત્ત નીમી મોરારી બોલ્યાજી, અંતરના પડદા સતગુરૂએ ખોલ્યાજી;
સતગુરૂ ઉતારો ભવપારરે. મનુ૦

---

## ગાયન ૩૩ મું.

( રાગ કવ્વાલી ગઝલ ભેરવી. )

મોયો શું સંસારમાં, ચેતને તું પ્રાંણીરે;
વીનાસી છે કાયા તારી, ફુટે જેમ ઘાંણીરે;
કરી લે શુભ કમાણી, મીથ્યા આ સંસાર જાણી;
સાચા સતગુરૂ જાણી, ખોટી તજ વાણીરે. ૧
વીશ્વાસ રાખ્ય પ્રાણી, આસા ત્રષ્ણા મીથ્યા જાણી;
પુરવની સારી કરણી, પામ્યો નર તન પ્રાણીરે. ૨
જન્મ મારગ કઠીણ જાણી, હેતે ભજ્ય સારીંગપ્રાણી;
વીષય સુખ ઝેર જાણી, પીલે અમ્રત પાણીરે. ૩
સેવા ભક્તી ઉત્તમ જાણી, રસના ઈંદ્રી તજ્ય પ્રાણીરે.
દત્ત નીમી ગાય વાંણી, ઓળખ્યા સારીંજ પ્રાણીરે. ૪

---

## ગાયન ૩૪ મું

( ભજન. મળ્યો મનુષ્ય જન્મ અવતાર માંડ કરીને, )

આવ્યો ત્યારે કાંઇ ન લાવ્યોજી, બાંધી મુંઠીરે હાથ;
હું અહીં ને તમોરે ઊવાં, કહી સમરતો નાથ.
ખાલીરે આવ્યો, લેવો તો ઘણો લાભ કાંઇ નવ ફાવ્યો;
તેથી હરી ગુરૂ સંભારજી. ૧

બાળપણામાં બહુ તું બકીયોજી, અને ભીડી રહ્યો બાથ;
છળકપટથી બન્યો ધુતારો, કાંઇ નવ આવ્યું હાથ.
વૃદ્ધમાં ડુબ્યો, માયાના મદમાંય બહુ તું ફુલ્યો;
તેમાં કેમ ઉતરે ભવસારજી. ૨

માથે કાળ આવી પોચ્યોજી, અને પડીયો જમને હાથ;
લાળ લીંટ ને ચાલી વીષ્ટા, રૂવે કુટુમ્બનો સાથ.
જમપુરી ચાલ્યો, નવ લીધું હરીનું નામ કુસંગમાં માલ્યો;
તેમાં દુણનો ના આવ્યો પારજી. ૩

કાકા કુટુમ્બ ભાઇ ભત્રીજાજી, તે તો ના આવે સાથ;
દત્ત નીમી ગાય મોરારી, સમરો વીશંભરનાથ.
કરૂણા કરશે ભવબંધન, છુટી જાય ભાગ્ય બળશે;
તેથી ભજી લ્યોને કીરતાર. ૪

---

## ગાયન ઉપ સુ.

( ભજન રાગ ઉપરનો. )

કીરતાર કરૂણા કરેજી, અને છુટે જમનારે પાસ;
નહી ભજો તો! અંતે તમો, ખાસડાં ખાસ્યો ખાસ.
સવેળા ચેતોને, ચેત્યા સુખી સદાય કુસંગ છોડોને;
જેથી જુગમાં કીરતી થાયજી. ૧

કીરતી કરો હરીને સંભારોજી, ખરી વસ્તુનો કરો તપાસ;
સદા આનંદથી ભક્તીરે કરો, સુમરો સ્વાસોસ્વાસ,
પાપ તો ટળસે, સમર્યા સોઇ નર પાર ભાગ્ય ભળશે;
તેથી સમરો રૂદીયા માંયજી. ૨

પથરા કોરી અંદર રહીએજી, તોય મરણની આશ;
પશુરે પંખી પ્રાણી માત્રનો, અંતે થાશે નાસ,
વીચારી જોને મરણ ભમે, તુજ માંથે સમરી લેને;
આયુસ ઓછું થાયજી. ૩

આયુસ સર્વ ચાલ્યું જાયજી, અને કેમ ફરે ઉદાસ;
દત્ત નીમી ગાય મોરારી, આતમનો કરો તપાસ.
ખરૂં પડસે આતમની કરો ઓળખાંણ હીરલો જાસે;
આતમથી મોક્ષ પળાય. જી. ૪

---

## ગાયન ૩૬ મું.

( ભજન જેસળનો બળના રાગનું. )

આયુષ્ય તારૂં સંભાળ, શુભ જીવ આયુષ્ય તારૂં સંભાળરે;
ઉંઘમાં દીવસ ગુમાવીયા, એ પ્રાણીરે એમ આતમ કેછે જી.
સારૂં દેખીને આવ્યો કાયા રાણી, સારૂં દેખીને આવ્યોરે;
અનરથ નહી જોવાયરે, એ પ્રાણીરે આતમ કે છેજી. ૧
ચોવીસ બોંતેરી નાર કાયા રાણી, ચોવીશ બોંતરી નાર;
પાંચ પુરૂષ રખવાળ છે, એ પ્રાણીરે આતમ કેછે. ૨
પાંચ પુરૂષ ત્રણ નાર કાયા રાણી, પાંચ પુરૂષ ત્રણ નારરે;
એક પુરૂષ રખવાળ છે, એ પ્રાણીરે આતમ કેછેજી. ૩
ઇગળા પીગળા નાર કાયા, રાણી ઇગળા પીગળા નારરે;
ચંદ્ર સુરજ રખવાળ છ, એ પ્રાણીરે આતમ કેછેજી. ૪
ત્રવેણી ગંગાના ઘાટ, કાયા રાણી ત્રવેણી ગંગાના ઘાટરે;
કેણ પુરૂષ પીનાર છે, એ પ્રાણીરે આતમ કેછેજી. ૫
પીંડ બ્રહ્માંડમાં રહ્યો, કાયા રાણી પીડ બ્રહ્માંડમાં રહ્યોરે;
નગારાં નીશાંન વાગી રહ્યાં, એ પ્રાણી એ આતમ કેછેજી. ૬
સુન્ય શીખર ભરે વાસ, કાયા રાણી સુન્ય શીખરપર વાસરે;
જગમગ જ્યોત્યો ચાલી રહી એ પ્રાણીરે. આતમ કેછેજી. ૭
ગુરૂ પ્રતાપે ગાય મોરારી સંતો ગુરૂ પ્રતાપે ગાયરે;
સંતોષે સત્ય સ્વામી મળે, એ પ્રાણીરે આતમ કેછેજી. ૮

---

## ગાયન ૩૭ મું.

( ભજન રાગ ધીરાના પદનો. )

આશા તૃષ્ણા અમરરે, તૃષ્ણા કોઇની દુટી નહી. ટેક.
આશા નીરાસારે, મમતા બહુ દીલ મહી;
આ દેહ વીનાસ છે, કોઇને નહી આવે કામ;
ભક્તી વીનાના નર; પશુને સમાન,
ખરાને કર્યા ખોટારે, સમજ્યો નહી હ્રુદય માંહી. આ.
સમજુ નર સેજે તર્યા, અજ્ઞાની અથડાય;
સત્ય ઇસની સેવા કરે, કામના ટળી જાય.
કામ ક્રોધ ટળેરે, સત્વગુણ પ્રવેસે સદા. આ.
અક્ષય પ્રભુને ભજે, ન આવે જમનો ત્રાસ;
સત્વ ગુણથી મળે, મોક્ષ ધામ નીવાસ.
ફોગટ ફેરા ટળેરે, નવ આવે ચોરાસી માહી. આ.
સારી કરણીથી, આવ્યો મનુષ્ય અવતાર;
શુભ મતીથી શુભ ગતી, પાંમે પદારથ ચાર.
ગુરૂ દત્ત ચરણે બોધ્યોરે, મોરારી પ્રેમ મહી. આ.

---

## ગાયન ૩૮ મું.

( રાગ કવાલી )

શુભ કરી લેને કરણી, અવતાર પામ્યો ધરણી;
નહી જો ભજન કરે તો, પડીશ તું વૈતરણી.

જમ મારગ કઠીણુ જાણી, દુખી બહુ થાય પ્રાણી;
તારો કાળ તુજને ખાસે, વીચારી જોને પ્રાણી. ૧
અમૃતને અળગું કરે, ઝેર પીવે છે કેમ જાણી;
અજ્ઞાનમાં કેમ ઘેરાયે, ધારને ધીંગો ધણી. ૨
કાળ ચક્રમાં કોઇ નથી રહ્યું, નવ રહી કાંઇ એધાંણી;
રાવણ જેવા ચાલ્યા ગયા, જોને સતી મનોહરી રાણી. ૩
અલ્પ આયુષ છે આ, પાણી પરપોટા ના સમાન છે;
દત્ત નીમી ગાય મોરારી, આશા ત્યાં નીવાસ છે. ૪

---

## ગાયન ૩૯ મું.

(ભજન.)

વેરાગી બનુ વીશંભર નામમાં, એ તમાંરો આધારરે;
પ્રેમનો પ્યાલો ગુરૂજી નામનો, કીધા અમૃત આધારરે. વે.
અંતરના પડદા ખોલીયા, કરૂણા કરી કીરતારરે;
પ્રેમ જોગન કાયા બની, આતમ બન્યો વેરાગરે, વે.
માયાનાં આવરણ હવે દુર કરો; માયાનો ના આવે પારરે.
માયામાં આતમ ગુપ્ત થયો, જેમ અગ્ની કાષ્ટની માંયરે, વે.
મોહ જાળ જો પ્રભુ દુર કરો, તુમ વીણ નથી આધારરે;
અંત સમે આવો શાંમળા, કરવા મોરારીનો ઉધારરે. વે.

---

## ગાયન ૪૦ મું

( ભજન. )

અલેક જગાવું તમારા નામનો સતગુરૂ તમારો આધારરે;
આધાર વીનારે મછ્યાં કેમ રેવે, મછીને વારીનો પ્યારરે. અ.
આધાર વીના દેવળ કેમ રહે, દેવળ સ્થંભ આધારરે;
ધરાને આધાર સેસાઇનો, વૃક્ષને ધરાનો આધારરે. અ.
આધાર ખરો ગુરૂ નારાયણનો, ગુરૂ વીના કોણ તારે પારરે;
સુક્ષમ સ્વરૂપે આતમ રહ્યો, દેખું આતમ આધારરે. અ.
સમજુ નર સંતોસે ફરે, અસંતોષી દુખીયા માંયરે;
ગુરૂ દત્ત નીમી બોલીયા, બોલ્યા મોરારી પ્રેમ માંયરે. અ.

સાખી.

સમજુ સમજે શાંનમાં, મુરખ કરાવે વાત;
જેને ઈશ્વર ઓળખ્યા, તે જાણે સાક્ષાત.

---

## ગાયન ૪૧ મું.

( ભજન. )

જે કોઇ સનાતનમાં ભળે; તેના ભવના પ્રાછીત ટળે,
ગુરૂ જ્ઞાન મારગમાં ગળે, અવર કામના સર્વ ટળે,
આદીનારાયણ નામ અવીચળ, તે કેમ ટાળ્યાં ટળે;
આદીનારાયણ છે વીશંભર, ભજીએ તો ભાગ્ય બળે. જે.
સમજુ નર સંતોસમાં ફરે, અજ્ઞાની બહુ બળે;
રતન દુઃખી હોય અભીમાની, વીના અગ્નીએ બળે. જે.

હામ ન મોડે ચાલે મગોડે, કુસંગમાં જઈ ભળે,
પારકું દેખીને હાંઝયા કરે, તેને જમના જુતાં જડે. જે.
ભલે કોટી ઉપાય કરીએ પણ, લેખ ટાળ્યા નહી ટળે;
ગુરૂ દત્ત નીમીત્ત ગાય મોરારી, સંતોસે સુખ મળે. જે.

---

## ગાયન ૪૨ મું.

( રાગ ભજન. )

મન વીષયમાં રડવડે, આતમ ગાત્યો ક્યાંથી જડે—ટેક.
આશા તૃષ્ણા દુર કરે તો, સીધો રસ્તો જડે;
ગુરૂ વીના મીથ્યા ભમે તો, કોટી કલ્પ આથડે. આ.
સત્ય વચન છે સૌ મોટું, અસત્ય આયુષને નડે;
વીશ્વનાથને નહી ભજો તો, જમનો મારગ જડે. આ.
આળ પંપાળ છોડી દઈને, ખોળે ખણરૂં પડે;
ઈંગળા પીંગળા સુક્ષમણુ રહી, આતમ મારગ જડે. આ.
કાળ ચક્ર માથે ફરે છે, જેમ નગારાં ગડગડે;
ગુરૂ દત્ત નીમી ગાય મોરારી, વાયદો આવ્યો અડેકડે. આ.

---

## ગાયન ૪૩ મું.

( રાગ ભજન. )

જે કોઈ ભક્તી મારગમાં ભળે, તેની કામના સર્વે ટળે;
ભક્તી મારગમાં પ્રેહલાદ ભળીયા, માયામાં મન નવ ચળે;
સવરી સુદામા ધ્રુવ અમરીષે, સમર્યા પળે પળે. જે.

કુંજરને જ્યારે ઝુડે પકડયો, ઝુડ ખીચે છે જળે;
હે હરી એક નામજ લેતાં, કસ્ટ તેનું ટળે. જે.
પાંન્ડવની વાળે સહાયતા કીથી, સમયાં પળે પળે;
કષ્ટ વેઠયા વીણુ શ્રેષ્ટ કયાંથી, શ્રેષ્ટમાં સુખ મળે. જે.
લાખાગૃહમાં પાંડવ હર્યાં, લાખાભુવન બળે;
ગુરૂ દત્ત નીમી ગાય મોરારી, ભક્તીથી કષ્ટ ટળે. જે

---

## ગાયન ૪૪ સું.

(રાગ ભેરવી.)

ભજ ગોવીન્દા તું હરી, સાહાય કરશે શ્રીહરી;
જેના નામે દુઃખ જાએ, તેને કેમ તજ્યાં જાએ;
સુખ થશે દુઃખ જશે, સાહાય કરશે શ્રીહરી. ભ.
કીધી પુર્વની સારી કરણી, અવતાર પામ્યો આરે ધરણી;
ભજી લે પીયારે અંતર વીચારે, રસ્ના ઈદ્રી દુર કરી. ભ.
ભજી લે ગરૂડાના ગાંમી, છે જસ જુગમાં બહુનામી;
ભાગ્ય ભળશે દુઃખ ટળસે, છોડી દે તું પર યારી. ભ.
સંત સમાગમ કરી જોને, શાસ્ત્રનો સાર નીચોવી જોને;
પાછળ શું રેહેશે તે શું કે છે, મોક્ષદાતા છે હરી. ભ.
ગુરૂ વીનાં ગમ નહી પડે, આંધાં જીમ ચડે પડે;
ગુરૂ વીના જે રહેશે તે કેમ તરસે, પ્રેમે ગાય મોરારી. ભ.

---

## ગાયન ૪૫ મું.

( રાગ કવાલી ગઝલ ભેરવી. )

હરીહર નામ લેતાં, બંધન છુટી જાયરે;
કાળ ક્રોધ મોહ મટી, સત્ય નીતી થાયરે.
દુષ્ટ બુધ્ધી અહંપદ, દુર સર્વ જાયરે;
સત્ય ચીત સત્ય સ્વામી, મોટીમાં લઇ જાયરે. હ.
હરીહર મોક્ષ દાતા, અવર નહી જુગ માંયરે;
હીરો મુકી પથરે પડસે, નીશ્ચે નરકે જાયરે. હ.
સંસાર સાગર અસાર જાણી, નહી માયા રૂદે માંયરે;
દત્ત નીમી ગાય મોરારી, જ્ઞાને મોક્ષ થાયરે. હ.

---

## ગાયન ૪૬ મું.

( ભજન ધીરાના રાગનું. )

કોણ રંક રાયારે, પ્રભુ દ્વારે એક સહુ;
સંસારમાં જુદાઇરે, અહલક ઘેર એક સહુ. કો.

સાખી.

જુદાઈ જુઠ અસત્યમાં, સત્યે સુખીયો થાય
સત્ય વચન આધીનતા, તેથી પ્રભુ વશ થાય.
સત્યે તરીયા અનેકરે, અનીતીએ ડુબ્યા બહુ. કો.
એક વચને એક મને, પ્રાણી સુખીયો થાય;
સન્તોષ વીના સઘળું કાચું, સમજણમાં સુખ થાય.

સમજુસે જે તરીયારે, વણ સમજે અથડાય બહુ. કે૦.
સમજણ તો શુકદેવને, સંસારથી ન્યારા થાય;
પ્રેહલાદ પાર ઉતર્યો, હીરણ્યાકંસ દુખાય.,
સમજ્યો નહી દુર્યોધનરે, જુગમાં અપજસ બહુ. કે૦.
સમજુ સમજે સાંનમાં, મુરખ કરાવે વાત;
જેને ઇશ્વર ઓળખ્યા તે જાણે સાક્ષાત.
વારે વારે શું કેઉંરે, જ્ઞાની સુદ્ધ કેમ ... ? હું. કે૦.

---

## ગાયન ૪૭ મું.

( રાગ કવાલી ગઝલ ભેરવી. )

સત્ય ભક્તી પ્રેમે કરવી, ઈશ્વ ભજવા પ્રેમથી;
મનુષ્ય મુંઘો છે અવતાર, કાર્ય કરવું પ્રેમથી. ટેક.
અનેક જન્મ રતી રતી પુન્યે, ભવીષ્ય ભેળું થાય છે;
તે પુન્ય અવતાર મનુષ્યનો, એળે અવતાર જાય છે. ૧
નીરમળ જળ નીર મુકીને, ગંધાતા સરોવર પેસે છે;
અમ્રત ભોજન મુકીને, ઉચ્છીસ્ટ ભોજન કરે છે. ૨
અભય સ્થાન છોડીને, ભય સ્થાનમાં જાય છે;
કંચન આસન છોડીને, વીસ્ટાપર કેમ જાય છે. ૩
શીતળ તરૂ છાંય મુકીને, બાવળે બેસવા જાય છે;
પુષ્પ સુગંધીત મુકીને, ગોબર સુગંધે ધાય છે. ૪
દ્રસ્ટાંતમાં સીધાંત સમજી, ઉત્તમ દ્રષ્ટી દીસાવે છે;
દત્ત નાગી ગાય મોરારી. નીરમળ બુદ્ધી થાય થાયુ ૫

---

## ગાયન ૪૮ મું.

( રાગ ભજન. )

કઠીણ કળજુગ તો કેવાય, મનુષ્યથી સાધન કાંઈ નવ થાય,
નર તન એળે અવતાર જાય, પ્રાણી ચેતો દીલની માંય;
આ દેહે પ્રભુ ભજાય, ભક્તી કરે અક્ષય થાય;
મમતા છોડી દયો મીથ્યા, અંતે પ્રભુ કરશે શ્યામ. પ્રા.
કાકા કુટુંબી કહેવાય, અંતે કોઈ નહી સ્હાય;
બે દહાડા રોઈ અળગા થાય, સ્વારથીયા તે કહેવાય. પ્રા.
આ દેહે સદગતી થાય, એ અચળ પદવી પમાય;
અક્ષયવાશી પ્રાણી થાય. જમરાજથી છુટો થાય. પ્રા.
ચેતતા નર સુખી સદાય, અસંતોશી દુઃખીયો થાય.
ગુરૂગમે મોરારી મુખે ગાય, સતગુરૂ કરજો સ્હાય. પ્રા.

---

## ગાયન ૪૯ મું.

( રાગ ભજન. )

નીતી રાખો દીલની માંય, પ્રભુ કરસે સ્હાય;
શાન્તી રાખો દીલની માંય. અંતે વીજય તેનો થાય. ની.
નીતી એ જુઠું નવ બોલાય, નીતી એ સત્ય વચની થાય;
નીતીથી ધન્ય કમાય, કુશળ કુળમાં દેખાય. ની.
નીતી એ કેવી બુદ્ધી થાય, નીતી કાળ ક્રોધને ખાય;
મોહ મદ ચાલ્યો જાય, અન્તે સદગતી થાય. ની.
નીતી છળ કપટને ખાય, નીતીએ વીષય તજાય;
નીતી એ અંતે સુખીયો થાય, ગુરૂગમે મોરારી મુખ ગાય. ની.

---

## ગાયન ૫૦ મું.

( રાગ ભજન. )

અનીતીથી આયુષ ઓછું થાય, અનીતીએ જમને વશ થાય;
અનીતીએ નરકમાં પળાય, નીતી રાખો દીલની માંય. ની.

અનીતીએ શત્રુ ઝાઝા થાય, અનીતીએ કુળ ઉજડ થાય;
નીતી વીના બહુ અથડાય, તેની કોઈ નવ કરે સહાય. ની.

અનીતીએ ભીખારી બની જાય, મરણુને શરણુ થાય;
જમદુતથી ઘેરાય, અકળાતો નરકે જાય. ની.

રાખવી નીતી દીલની માંય, આવરણ નાવે તેને કાય;
સંસારમાં સુખીયો થાય, ગુરૂગમે મોરારી મુખે ગાય. ની.

## ગાયન ૫૧ મું.

( રાગ ભજન. )

પુર્વના સારા સંસ્કાર, આ ભવ આવીયો અવતાર;
પ્રેમે ભજી લ્યો કીરતાર, પ્રભુ ઉતારે ભવપાર પ્ર૦

શાસ્ત્ર કરે છે પોકાર, મનુષ્ય ચેતો નરને નાર;
પ્રેમે ઉતારે ભવપાર, મીથ્યા છે આ સંસાર. પ્ર૦

દેવતા વીનવે વારંવાર, તોય નવ મળ્યો નર અવતાર;
અવસર ના આવે વારંમવાર–દુર્લભ દેવને અવતાર. પ્ર૦

મમતાનો નાવે પાર, એળે જાય છે અવતાર;
મોરારી વીનવે વારંવાર, ભાવે ભજો સરજનહાર. પ્ર૦

## ગાયન ૫૨ મું.

( રાગ ભજન. )

બેડલી ઉતારો ભવપાર, તુમ વીણ નથી કોઈ આધાર;
વીનવું વારંવાર, સાચા તમો છો કીરતાર. બે૦

માયા અપરમપાર, તેમાં આવ્યો નર અવતાર;
તૃષ્ણાનો નાવે પાર, વીષયમાં ગુમાવ્યો અવતાર. એ.
આંઝુવાના જળનો નહી પાર, તૃપ્તી પામ્યા નહી લગાર;
મમતા રૂદેમાં અપાર, સંસાર સમુદ્ર છે ક્ષાર. એ.
જાગીને જોયું નહી લગાર, મીથ્યા ગુમાવ્યો અવતાર;
સતગુરૂ તમારો આધાર, અરજી સુણજો કીરતાર. એ.
ઘણાના કર્યા છે ઉધાર, ભક્તોના છો પાલણહાર;
પ્રેહેલ્લાદ દુભાયા અપાર, નરસીંગ ધર્યો છે અવતાર. એ.
અજામીલ પાપીનો પોકાર, આદીનારાયણ આધાર;
વીદેહીને ઉપદેશ દેનાર, હરીહર બ્રહ્માનો અવતાર. એ.
ખત્રી વેર લીધો અવતાર, સતીને હૃદય હરખ અપાર;
ભક્તોને દયા તો કરનાર. નીતી પ્રીતી કરનાર. એ.
સાચો ગુરૂનો આધાર, ગુરૂ વીના કોણ તારે પાર;
વાણી મીથ્યા ન થનાર, ગુરૂગમે ગાય છે મોરાર. એ.
એડલી ઉતારો ભવપાર;

ત્રણ મુખ ને ખટ ભુજા, ઉપવીત દોનું શરણ;
દત્ત ગુરૂને સુમરતાં, ન હોય જન્મ મરણ.

---

## ગાયન ૫૩ મું.

( રાગ હોરી. )

કોનો સંગ કરીએ, સત્યનો સંગ કરીએ;
નીર અભીમાની સત્ય સ્વામી. સત્વગુણીનો સંગ કરીએ.
કુટીલતા ક્રુર અભીમાની, લોભી કામી પરહરીએ. સ.

અતી દયા જેને દીલમાં, નીગાધારીસે વીચરીએ;
અણુવોશ્વાસુ હોય આળસુ, મન કપટીને પરહરીએ. સ.
એક દ્રઢતા નીતી કુળવંતા, એક વચનીનો સંગ કરીએ;
અતી બબડતો હોય દુરાચારી, અસંતોસી પરહરીએ. સ
હોય સતસંગી સુરતા લાગી, એક ધણીનો સંગ કરીએ,
ઈગળા પીંગળા સુક્ષમણાં નારી, ભાનુ ચન્દા ચીત ધરીએ. સ.
ઓહંસોહં ઝણુરણુકારા, ધીગા ધણીસે ચીત ધરીએ;
દત્ત નીમી ગાય મોરારી, અવર ચીત નવ ધરીએ. સ,

---

## ગાયન ૫૪ મું.

### ( રાગ હોરી. )

ભજન કરી લ્યો ભાવે, જાવું એક દીન મેલી;
સુના દેવળમાં આવ્યો હંસો, આશા પ્રીત બાંધેલી.
ખરા ખોટાનું કરી પારખું, નાસે પાંજરૂં મેલી;
પ્રીત આશા બાંધેલી, જાવું એક દીન મેલી. ૧
પરનીન્દા પરધન પ્રીતી, કાળ ક્રોધ તજો મેલી;
પાપ પુન્ય તો સંગ આવશે, પડી રહેશે હવેલી સંતો. જા.
કુટુમ્બ કબીલા સાથે નહી, સંગ નહી અધેલી;
સતસંગને શુભ નીતી, કાપો મોહ જાળ પેહેલી. જા.
આશા નીંદ્રા અને તૃષ્ણા, કોઈની નહી મટેલી;
દત્ત નીમી ગાય મોરારી, આશા મેલો ઠેલી. જા.

સમાપ્ત.

